શ્રી ગૃહસંસ્કાર ગ્રંથાવલી. પુ. ૪થું

મગજને પ્રફુલ્લ બનાવી મનને બહેલાવનારૂં, જ્ઞાન, ગમ્મત અને
વિનોદ સાથે બુદ્ધિને કસોટીએ ચઢાવી તેની વૃદ્ધિ કરાવનારૂં
એક સર્વોપયોગી આનંદ પ્રકાશન

# બુદ્ધિવિલાસ

[ભાગ ૧ અને ૨ સાથે]

: પ્રયોજક :
આનંદકુમાર ભટ્ટ

પ્રાપ્તિસ્થાન: એન. એમ. ઠક્કરની કું. : ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

: પ્રકાશક :

ઠક્કર પબ્લીશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ : : મુંબઈ. ૨

આવૃત્તિ
પહેલી

જ્યેષ્ઠ : વિ. સં. ૨૦૦૦
જૂન : ઈ. સ. ૧૯૪૪

: ચિત્રકાર :

શ્રી. કનુ દેસાઈ



મૂલ્ય રૂ. પાંચ




Published by Nandlal Mohanlal Thakkar for Thakkar Publishers. Princess St. Bombay-2 & Printed by Manilal Chhaganlal Shah at The Navprabhat Printing Press, Gheekanta Road, Ahmedabad



શ્રી, સંસ્કાર અને સમૃદ્ધિના જેટલા જ

ઉદારચિત્ત અને સાહિત્યવિલાસી

**શેઠ શ્રી કરસનદાસ વસનજી ખીમજી**

ને

પ્રેમપૂર્વક.

# સાહિત્યવિલાસી શેઠશ્રી કરસનદાસ વસનજી ખીમજીની વિશાળ પ્રવૃત્તિઓની આછી રૂપરેખા

તેઓના પિતાશ્રી શ્રી વસનજી શેઠ પોતાના આપબળથી આગળ વધેલા અને સ્વાશ્રયી હતા. તેમનો અંગ્રેજી અભ્યાસ વિશેષ ન હોવા છતાં તેઓ તે ભાષા પર સારો કાબુ ધરાવતા હતા ને પ્રખર વક્તા હતા. તેઓના પ્રભાવશાળી વ્યક્તિત્વથી તેઓ ભલભલાને આંજી શકતા અને ઓઅે કું. લી. ની સાથેના લાંબા સમયના સંસર્ગથી તેઓએ ધંધાદારી કુનેહ અને શીસ્ત સ્થાપ્યાં હતાં. તેઓ કદી અસત્ય બોલતાં નહીં, ને લગભગ સાતથી આઠ કલાક પુજા પાઠ ને ધર્મ-ધ્યાનમાં વ્યતીત કરતાં હતાં અને છેલ્લા આઠથી દશ વર્ષની જીંદગીનો તેઓનો ખોરાક માત્ર ફળ હતો. આવા સાત્વીક અને સંસ્કારી વડીલોના આશીર્વાદથી તેમના સુપુત્રો શ્રી. મથુરાદાસ શેઠ તેમજ શ્રી કરસનદાસ શેઠે તેમને પગલે ચાલી ધંધામાંને સમાજમાં ઉજ્વળ કારકીદી સંપાદન કરી છે

વૉલેસ ફ્લોર મીલ જે હિંદ તેમજ પરદેશમાં જાણીતી છે તેનું સુત્ર સંચાલન શ્રી. કરસનદાસ શેઠ કુશળતા પૂર્વક કરી રહ્યા છે તે ઉપરાંત અન્ય ૨૦ થી ૨૨ ધંધાદારી હીંદી પેઢીઓનું સંચાલન તેમના ભાઈ જેવા શ્રી. વીઠલદાસ કાનજીના સહકારથી સંભાળી રહ્યા છે. શ્રી. કરસનદાસ શેઠની ખાનગી સખાવતો—કે જે તેમના નજદીકના મિત્રો પણ જાણતા નથી તે એટલી બધી છે કે સખાવત અત્યારે તેમના શ્વાસોશ્વાસ રૂપ થઈ પડી છે. અનેક દુઃખીઆના દુઃખો ખાનગી રીતે આ દરીયાવ દીલે મીટાવ્યા છે. સત્ય, ઉદારતા અને સંસ્કારીતાના પ્રતીક રૂપ શ્રી. કરસનદાસ શેઠની સાહિત્યપ્રીતી અનન્ય છે. કોઈ પણ સાહિત્ય કે કલાકૃત્તિ માટેના તેમના અભિપ્રાય જાણવા જેવા હોય છે. સમગ્ર વાચક જનતાનું દષ્ટિબીન્દુ તેઓ ધરાવે છે. સાહિત્ય પ્રગતિની તેમની વ્યાખ્યા સંસ્કાર પોષક હોય છે અને આપણા જુના સાહિત્યને નવા સંસ્કારી સ્વરૂપે રજુ કરવા તેમનો હંમેશ આગ્રહ હોય છે. આ રીતે આ સાહિત્યકૃતિ તેઓને પ્રેમ ભાવે અર્પણ કરતાં હર્ષ થાય છે.

બુદ્ધિવિલાસ



## પ્રાસ્તાવિક

**અ**ક્કલ વાપરીને કામ કરો.

"પરન્તુ અક્કલ ન હોય તો?"

તો મગજ ચલાવો. અમુક કામ કરતાં પહેલાં તમારા મગજમાં કામ કેવી રીતે કરવું તેની કલ્પના રચો, કામ કરવાની રૂપરેખા દોરો. તેના લાભાલાભ વિચારો અને પછી એ કામ હાથમાં લઈ પૂરી રીતે પાર પાડો. તમે એમાં સંપૂર્ણ ફત્તેહ મેળવશો જ. એનું નામ અક્કલ. વિચારીને વર્તવું તેનું નામ જ બુદ્ધિ. મગજને કસીને વાપરવું તે જ અક્કલ હોશિયારીનું કામ. અક્કલ–બુદ્ધિ માટેની ડાહ્યા પુરુષોની આ વ્યાખ્યા છે.

બુદ્ધિ–અક્કલને કસવાથી જ્ઞાન મળે છે. જ્ઞાન માનવ જીવનને ઉન્નત અને સમૃદ્ધ બનાવે છે. જ્ઞાનથી માનવી ધારે એ કરી શકે છે. જ્ઞાન–બુદ્ધિ જ રંક માણસને પણ મહાન બનાવી મોટાની મિત્રાચારી કરાવે છે. બુદ્ધિવાળો દ્રવ્ય ન હોય તો પણ પૂજાય છે, કીર્તિ મેળવે છે.

બુદ્ધિનો વિલાસ એટલે આનંદ. જ્ઞાનને કસવાનું એ એક સાધન છે. બુદ્ધિને તમે ચકાસો નહિ, બુદ્ધિનો તમે ઉપયોગ ન કરો, બુદ્ધિનો વિલાસ ન કરતાં તમે એને તમારા મગજ-ભંડારમાં જ દાબી રાખો તો બુદ્ધિ કટાઈ જશે. તમારી બુદ્ધિનો તાજો રંગ ચઢશે નહિ. એનામાં નવા વિચારો, નવા પલટો, નવી તરકીબો અને નવા તરંગો આવશે નહિ. એ કુંઠિત થઇ જશે. સાચું જ કહ્યું છે કે :—

**વપરાતી કુંચી ઉજળી રહે,**
**ઘોડાં બાંધ્યાં બગડે નહિ, તેમ**
**વસ્ત્ર, વિદ્યા ને વાણી વપરાતાં જ સારાં રહે.**

માટે વિદ્યાને વાપરતાં શીખો. એનો જેમ વધુ ઉપયોગ થાય તેમ કરો. હરતાં–ફરતાં–ચાલતાં વિદ્યાને જ – બુદ્ધિને જ કામે લગાવો. **બુદ્ધિની પરીક્ષા કરી, તેને કસોટીએ ચઢાવી તેને નવો ઓપ આપો. જુની બુદ્ધિને તાજી કરો. એમાં નવું ઉમેરો. અને જ્ઞાન – બુદ્ધિની વૃદ્ધિ કરી ડહાપણભર્યું જીવો.**

બુદ્ધિ – વિલાસ એટલે જ બુદ્ધિનો આનંદ. બુદ્ધિને આનંદમાં રાખી તેને કસોટીએ ચઢાવી તેની વૃદ્ધિ કરવી એ જ બુદ્ધિ વિલાસ. બુદ્ધિનો એવી રીતે વિકાસ કરો કે જેથી મગજ થાકે નહિ. શરીર થાકે નહિ અને આંખને ઈજા ન પહોંચે. આનંદની સાથે જ્ઞાન મળે, ગમ્મત મળે, દિવસ પણ પસાર થાય અને શરીર તાઝગી અનુભવે એવા બુદ્ધિ વિનોદને જ વિલાસ કહે છે.

બુદ્ધિ – વિલાસનું મહત્ત્વ અનેકોએ પિછાન્યું છે. રાજા અને ઋષિ – મુનિઓ વચ્ચે બુદ્ધિભરી ચર્ચાઓ થતી, જ્ઞાનની આપ લે કરાતી અને એ ચર્ચાઓનો અનુભવ રાજા પોતાની રાજનીતિમાં, ઋષિ પોતાના ઉપદેશોમાં કરતાં. રાજા ભોજ અને કવિ કાલિદાસની

બુદ્ધિ વિનોદી વાર્તાઓ, બાદશાહ અકબર અને બીરબલની બુદ્ધિને ચકાસનારી હાજરજવાબી વાતો એ બુદ્ધિ વિલાસ નહિ તો બીજું શું છે?

બુદ્ધિને કેવી રીતે કસોટીએ ચઢાવી તેને ચકાસવી એ વિચારીએ. બુદ્ધિની પરીક્ષા માટે, તેની કસોટી કરવા માટેના અનેક સાધનો છે આ સાધનોમાં રમત–ગમત અને વાર્તાવિનોદ એ બે મુખ્ય છે.

રમત–ગમતથી બુદ્ધિને આનંદ મળી શકે છે. એથી બુદ્ધિને વિલાસ પણ મળે છે. પરન્તુ રમત એ વ્યસન છે. એની જો લત લાગી જાય તો બુરા પરિણામ ભોગવવા પડે. વળી રમતો સતત રમાતી જ રહે તો તેથી આંખોને પણ નુકશાન છે.

રમત દુશ્મનાવટ પણ ઉત્પન્ન કરાવે છે. માણસને જડ બનાવી દે એવો ભય પણ તેની પાછળ છૂપાયો છે. રમતે અનેક સગાં સહોદરો વચ્ચે પણ વિક્ષેપ પડાવ્યો છે. રમત તકરારનું મૂળ છે. શેતરંજ–પત્તાં–જુગાર–ચોસર કે પછી એવી જ રમતોની લત બુદ્ધિનો નાશ કરે છે અને તેની સાથે શરીરનો પણ નાશ કરાવે છે.

એટલે એમ કહેવાની ઈચ્છા નથી કે રમત રમશો નહિ. રમતો અવશ્ય રમવી પરન્તુ તેની લત ન રાખવી. લત જ મહા ભયાનક પરિણામો લાવે છે. સમય હોય, મન થાકી ગયું હોય, બુદ્ધિને આનંદ આપવો હોય તો જરૂર મન બહેલાય એવી રમતો રમો. પણ એનું વ્યસન ન રાખો. **વ્યસન એ મહા બુરી ચીજ છે.**

વાર્તા·વિનોદ–હાસ્યથી પણ બુદ્ધિને આનંદ મળી શકે છે. જ્ઞાન આપે એવા ટૂચકાઓ, બુદ્ધિને કસોટીએ ચઢાવે એવા અક્કલ હોશિયારીથી ભરેલા પ્રશ્નો, કોયડાઓ અને સમસ્યાઓ, ગૂઢ શબ્દોમાં છૂપાયલા ભાવાર્થો, ગુપ્ત ઉત્તરો અને કૂટાનિ આદિ પણ બુદ્ધિને ખિલવી તેને સમૃદ્ધ કરે છે.

સમસ્યા, કોયડા, જ્ઞાન આપે એવા પ્રશ્નોત્તરો, ગણિત ચમત્કાર દર્શાવતા દાખલાઓ, બુદ્ધિના ચમકારા ચમકાવતી-વાર્તાઓ-ટૂચકાઓ, મગજશક્તિને ભૂલાવામાં નાંખે એવા દ્રષ્યો-ચિત્રો એ પણ મનોવિનોદના સાધનો છે. આ બધા સાધનો દ્વારા માનવીની બુદ્ધિ વધે છે. તેની તર્કશક્તિ ખિલે છે, ઝડપથી પ્રશ્નો આપવાની ટેવ પડે છે, શબ્દ-જ્ઞાનનો ભંડાર વધે છે, બહુશ્રુતપણું મેળવાય છે અને આનંદ સાથે ગમ્મત પણ મળે છે. નકામી અર્થ વગરની વાતોમાં તથા ગપ્પાં કે કલહ-કંકાસમાં સમયનો વ્યય કરવા કરતાં બુદ્ધિને આનંદ મળે એવી વાતો કરવામાં, આવા પ્રકારે ગૂંચવણભર્યા કોયડાઓ ઉકેલવામાં, પ્રશ્નો કાઢવામાં સમય ગાળ્યો હોય તો બુદ્ધિની વૃદ્ધિ થાય છે, જ્ઞાન સમૃદ્ધ બને છે અને એથી અનુભવ વધે છે. એ અનુભવ સંસાર જીવનમાં ઉપસ્થિત થતાં વિકટ પ્રશ્નોને ઉકેલવામાં સારી મદદ કરે છે એ એક સિદ્ધ હકીકત છે.

બાળકોને બીજી ટેવો પડે તેના કરતાં તેમને આવી વાતોમાં રસ લેતાં કરવામાં આવે તો તેમની બુદ્ધિ વિકસે અને તેમનામાં તર્કશક્તિ તથા અવલોકન શક્તિનો પણ વિકાસ થાય. સમસ્યા-ઉખાણાની રચના અતિ પ્રાચીન કાળની છે અને તે બાળકોની બુદ્ધિના વિકાસ માટે જ યોજાઈ છે. બાળકોને એમાં આનંદ આવે તો તેઓના મન આવી રમતોમાં રોકાયલાં રહેશે અને એથી તેઓ બીજા છંદે ચઢતાં અટકી જશે. **બુદ્ધિને વ્યાયામ કરાવવા માટે સમસ્યા, કોયડા, ગૂઢ પ્રશ્નોત્તર એક સચોટ અને સબળ સાધન છે.**

બુદ્ધિનો અભ્યુદય એટલે ભાગ્યનો પણ અભ્યુદય. બુદ્ધિ માટે અનુભવી વૃદ્ધોના કેટલાક વચનો સાંભળવા જેવા છે :—

**કરોડ રૂપિયા ખર્ચતાં પણ મળે નહિ તે-અક્કલ.**

●

**ખેતર ખેડો હળથી મગજ ખેડો કળથી.**

●

**અભ્યાસ ચાલુ ન હોય તો વિદ્યા વિષ સમાન થઈ પડે છે. માટે વિદ્યા–બુદ્ધિનો વ્યય જ કરો.**

●

**વપરાતાં પણ ન ખૂટે પણ ઉલટી વધે તે–બુદ્ધિ.**

●

**બુદ્ધિથી પૈસા મળે છે.**

●

અનુભવીઓનાં આ વચનો બુદ્ધિની ઉપયોગિતા કેટલી છે તેનો સૂચક પૂરાવો છે.

પ્રસ્તુત પુસ્તકને બે ભાગમાં વહેંચી નાંખવામાં આવ્યું છે. પહેલો વિભાગ સમસ્યા, કોયડા, ઉખાણા, પહેલી, પ્રહેલિકા, ફૂટાની આદિઓનો બનેલો છે. એમાં પ્રચલિત, પ્રાચીન અને અર્વાચીન ગૂઢ પ્રશ્નો–સમસ્યાઓ આપેલી છે. પ્રત્યેકના ઉત્તર પણ સરળતા ખાતર નીચે જ આપવામાં આવ્યા છે. દુહા–કવિતા તથા શ્લોકોની ભાષા –છંદો–શબ્દોને વળગી રહેનારી ન રાખતાં જે પ્રચલિત છે અને જે સૈકાઓ થયાં એક મુખેથી બોલાઈ બીજે મુખે જઈ રૂઢ થયેલી છે તે જ રાખી છે. આવી રીતે રજુ કરવાનો મુખ્ય ઉદ્દેશ તેની પ્રાચીનતા જ જાળવવાનો છે.

બીજો વિભાગ હાજર જવાબીનો છે. હાજર જવાબી એટલે જ બુદ્ધિની પરાકાષ્ઠા. બુદ્ધિ જ્યારે અભ્યાસથી પરિપૂર્ણ થયેલી હોય, જ્યારે એ અનુભવ, જ્ઞાન અને આનંદથી સમૃદ્ધ બનેલી હોય છે ત્યારે જ હાજરજવાબી સિદ્ધ થાય છે. આ વિભાગમાં નાયિકાના સખીને પ્રશ્નો, પ્રશ્નોત્તરી, કોણે અને ક્યારે શું શોધ્યું ? એકાનેકોત્તર,

પ્રશ્નવિલાસ, સગપણનાં ભેદ આદિ વિષયો છે. દરેક વિષય બુદ્ધિને ખેલાવી તેને વિનોદ આપે એવો બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

'બુદ્ધિ વિલાસ'ની રચના માટે અનેક ગ્રન્થોનો ઉપયોગ કર્યો છે. અહીં એ બધા ગ્રન્થોના કર્તાઓનો ઉપકાર માનવામાં આવે છે. જે ભાઈ–બહેનોએ આ ગ્રન્થના સર્જન માટે પોતાની અમૂલ્ય નોંધ-બુકો અને જુનાં પુસ્તકો આ પુસ્તકના પ્રયોજકને તેના ઉપયોગ માટે આપ્યા છે તેમનો પણ અહીં જાહેર આભાર માનવામાં આવે છે. ખાસ કરીને રા. રા. શેઠશ્રી રતનશી રાઘવજી કે જેઓને આવા વિષયોનો ભારે નાદ છે તેમનો પણ કેટલાક સલાહ–સૂચનો માટે પ્રયોજક આભારી છે.

**બુદ્ધિનો ઉપયોગ કરી આનંદમય જીવન જીવો. ફુરસદના સમયનો સદુપયોગ કરી જ્ઞાન સાથે ગમ્મત મેળવો એજ આ પુસ્તકના સર્જનનો હેતુ છે.**

—**આનંદકુમાર ભટ્ટ**



# બુદ્ધિ વિલાસ

## વિભાગ ૧લો



સમસ્યા-કોયડા

પહેલી

ઉખાણા

પ્રહેલિકા

કૂટાનિ

# અ નુ ક્ર મ

## વિભાગ ૧ લો



## વિભાગ ૨ જો



## આ પુસ્તકમાં કુલ્લે છેઃ—

| | |
|---|---|
| સમસ્યા-કોયડા<br>જહેલી-ઉખાણા<br>પ્રહેલિકા-કૂટાનિ | ૪૭૩ |



| | |
|---|---|
| નાયિકાના સખીને પ્રશ્નો | ૮૪ |
| પ્રશ્નોત્તરી | ૨૪૨ |
| કોણે અને ક્યારે શું શોધ્યું ? | ૨૪ |
| એકાનેકોત્તર | ૨૧ |
| પ્રશ્નવિલાસ | ૧૦૦ |
| સગપણનાં ભેદ | ૧૧ |

❧

# સમસ્યા–કોયડા

## સમસ્યા કોયડા શા માટે ?

**સમસ્યા**–કોયડા–ઉખાણા–પહેલી–પ્રહેલિકા એ બધા એક જ ભાવવાળા શબ્દો છે. બુદ્ધિ પરીક્ષા માટે, બુદ્ધિના વિલાસને માટે તથા જ્ઞાનની વૃદ્ધિ માટે એનો ઉપયોગ કરવામાં આવે છે. એના ઉત્તર શોધી કાઢવામાં મનને આનંદ આવે છે, વિનોદ મળે છે અને બુદ્ધિની કસોટી પણ થાય છે. ફુરસદના સમયમાં નકામો વખત ગુમાવવો કે પછી ખરાબ છંદ ચઢે એવી વાતો કરવામાં કે કોઈની નિંદા કે ચાડી–ચુગલી કરવામાં સમય પસાર કરવા કરતાં આવા બુદ્ધિને આનંદ આપનારા, તેને કસનારા પ્રયોગોનો અભ્યાસ કરવામાં આવે તો જરૂર મને.વિનોદની સાથે સાથે બુદ્ધિની વૃદ્ધિ પણ થાય છે એ એક નક્કર હકીકત છે.

સમસ્યા–કોયડા એ બુદ્ધિના વિલાસની સાથે સાથે એની વૃદ્ધિ પણ કરાવે છે. તમારી આગળ એક સમસ્યા મૂકવામાં આવે તો આ સમસ્યાનો ઉત્તર આપવા માટે તમારે તમારી બુદ્ધિને ચકાસવી પડે છે. તમારું જ્ઞાન ઊંડું હોય, તમારી બુદ્ધિ ત્વરિત વેગથી પ્રશ્નના ઉત્તર આપવા ટેવાઈ ગયેલી હોય, પ્રશ્નના ઉત્તર અભ્યાસને લઈને તમારી

સામે છત્તા થઈ જતાં હોય તો તમે એનો જવાબ તરતજ આપી શકો છો. પરન્તુ આવી રીતે ત્વરિત વેગથી ઉત્તર આપવાની કલા માટે સતત અભ્યાસની જરૂર છે. જેમ જેમ તમે એમાં પારંગત બનતાં જશો તેમ તેમ તમારી એ કલાની વૃદ્ધિ થતી જશે અને બુદ્ધિ પણ ચમકવા માંડશે. પ્રશ્નોના ઉત્તર તમે તરત જ આપી શકશો. મુશ્કેલમાં મુશ્કેલ કોયડા, ગૂઢમાં પણ ગૂઢ શબ્દ પ્રયોગો, ગુપ્ત પ્રશ્નો અને તેના ઉત્તર તમે આવા સતત અભ્યાસ દ્વારા સહેલાઈથી આપી શકો તેમ છે.

અને આ અભ્યાસનું ફળ શું ? સમસ્યા-કોયડાના ઉકેલમાં જ્યારે આપણે પૂરા પાવરધા બની જઈએ છીએ. એમાં જ્યારે આપણી બુદ્ધિ ખૂબ જ સરસ કામગીરી કરી બતાવે છે ત્યારે આપણને એક મુખ્ય લાભ એ થાય છે કે આપણે આપણા જીવનની મુસીબતનો, આપણા સાંસારિક જીવનના મુશ્કેલ પ્રશ્નોનો અને આપણી સમક્ષ રજુ થતી વિકટ સમસ્યાઓનો ઉકેલ પણ આપણે તરત જ એક ક્ષણની અંદર શોધી શકીએ એવા શક્તિશાળી બની શકીએ છીએ. વિકટમાં વિકટ સામજિક સમસ્યા ઉકેલવાનું બળ આપણામાં આવી જાય છે. કોઈપણ પ્રશ્ન આપણને ગંભીર લાગતો નથી અને કોયડાના ઉકેલની જેમ આપણા જીવનની બધી ગુપ્ત સમસ્યાઓ પણ પ્રકટ થઈ જાય છે. સમસ્યા-કોયડાના અભ્યાસનો આ એક સુન્દર અને ન મળી શકે એવો લાભ છે.

સમસ્યા-કોયડા-ઉખાણામાં બાળકોને રસ લેતાં કરી દો. એમની બુદ્ધિનો વિકાસ જરૂર થવાનો. એનાથી અભ્યાસને પુષ્ટિ મળશે અને નકામી રમતોથી કે કુમાર્ગે લઈ જનારી ટેવોના પંજામાંથી તેઓ મુક્ત રહેશે. આવી રમતો તેમના મનને રોકેલાં રાખશે અને એથી તેઓ બીજા છંદે ચઢતાં અટકશે. બાળકોને, કુમારોને ખરાબ સોબતો છોડાવવાનું, વ્યસનોમાંથી મુક્ત કરવાનું તથા તેમની બુદ્ધિને વ્યાયામ કરાવવા માટેનું આ એક જ સરળ, સચોટ અને સબળ સાધન છે.

રમતો-ગંજીફાનું વ્યસન એ એક છંદ છે. એ વ્યસન જો લાગુ પડી ગયું તો એના ગેરલાભ પણ ઘણાં છે. રમતોનું વ્યસન થાય તો ચિત્ત બીજામાં લાગી શકતું નથી અને માણસ ધંધા વગરનો બની જાય છે. બીજો મુખ્ય ગેરલાભ એ કે રમત રમવાથી આંખોને સતત એકધારી મહેનત પડે છે. ચિત્ત એમાં રોકાયલું રહે છે અને આથી મન તથા આંખોના સતત વપરાશથી એ બન્ને નબળાં બને છે અને પરિણામે માણસ કાંતો નિર્બળ તેજવાળો કે પછી શૂન્ય મગજવાળો બની જાય છે. પરન્તુ સમસ્યા-કોયડાની ટેવ આવા કોઈ બુરા વ્યસનમાં સપડાવી દેતી નથી. એ મગજને પ્રફુલ્લ બનાવે છે. મનને ઘેઘડી બહેલાવે છે અને બુદ્ધિને આનંદ પમાડી માનવીનાં જીવનને મધુર અને રસિક બનાવે છે.



## બુદ્ધિવિલાસ



૧

લાલીયો ન ખાય, લાલીયો ન પીયે;
અજાણતાં અડકે તો, કાળો ડામ દીયે.

ઉત્તર—અગ્નિ

૨

ગોરાને કાળે ડંખિયું, નહિ મુખ ને નહિ દંત;
તેને બાંધે ગાંધીડો પડીકડે, તે તો કાજે મારા કંથ.

ઉત્તર—અફીણ

૩

સો આંબા, સો આંબલી, રાયણ બસેં બે ચાર;
ફુલ ઉપર જેને પાતરાં, કહો વીરા વિચાર.

ઉત્તર—અનાનસ

૪

તીખું તીખું તરકડું, જેને હાથ હાથ જેવડા પાન;
આ ઉખાણું જે નહિ કહે, તેના અવળા કાન.

ઉત્તર—આદુ

૫

લાંબો લાંબો ઝાડનો સોટો, કોતરેલાં છે પાન;
હાથમાં લઈને પીવા બેઠા તો રેવડી દાણાદાણ.

ઉત્તર—આસંદરો

૬

પુરુષ એકને પગ નહિ, નહિ માથું નહિ હાથ;
[1]થીર રહે પણ આપણે, જ્યાં જઈએ ત્યાં સાથ.

ઉત્તર—આકાશ

૭

વાદળ જેવું ઉજળું, ચાંદા જેવું ગોળ;
મૃગનેનીઆળી મૂલવે, હોરા[2] હાટ કરી ખોળ.

ઉત્તર—આરસી

૮

ફોફળ ફુલી મહીશાશીંગી, નારી નામે નામ;
આગળ 'આ' પાછળ 'લી', મધ્ય અક્ષર કહે તું પંડિત.

ઉત્તર—આંબલી

---

૧. સ્થિર. ૨. વહોરો.

## બુદ્ધિવિલાસ



૯

વડ જેવા પાતરાં, શેરડી જેવી પેરી;
મોગરા જેવા ફુલ, જેને આંબા જેવી કેરી.

ઉત્તર—આંકડો

૧૦

કાળો ઘોડો કાબરો, નગરી જોતો જાય;
સવાલાખ રૂપિયા આપે, તો પણ તેનું મૂલ ન થાય.

ઉત્તર—આંખ



૧૧

એક જનાવર એવું,
ડોક લાંબી ને વાંકડો;
ઝાડ ખાય, પાન ખાય,
એક નહિ ખાય આકડો.[૧]

ઉત્તર—ઊંટ

૧૨

માથા કેરો ગોફણો,
હઇયા કેરો હાર;
[૨]દીસે કરૂં દીકરો,
રાતે કરૂં ભરથાર.

ઉત્તર—ઓળો (પડછાયો)

૧ ઊંટ આકડો ખાતું નથી. તેવીજ રીતે બકરૂં બીજું બધું ખાશે પણ કાંકરાને બાજુએ જ મૂકશે. આથી કહેવત પ્રચલિત થઇ છે:—'ઊંટ ન ખાય આકડો, બકરૂં ન ખાય કાંકરો.' ૨ દિવસે.

૧૩

મુખમાંથી રચના રચે, નહિ કરોળિયો જાત;
એનું એઠું ખાય સૌ, નહિ માખીની ન્યાત

ઉત્તર—કવિ

૧૪

આવત જાવત કરતો પોકારા,
મૂરખ નહિ પણ દંતજ સારા;
બકરાની માફક બડબડ ચાવે,
આ નર પંડિત કોણ બતાવે.

ઉત્તર—કરવત

૧૫

નીરખી નહાની નાર,
કંઈ ઉજળી કંઈ કાળી;
કપટ કૂડે કલંક,
પંડમાં પોઢી પાળી.
પગ લાંબા, બે બાહુ,
બંધ બાંધી બેઠી;
અનમી નર અહંકાર,
ટેક રાખંતી ટેઢી.
એવી તે ભામિની ભોયરૂં ભોગવે,
ભૂપતિની પાસે રહે;
દુશ્મન તેને દેખી ડરે,
શામળ કહે શોભા સજે.

ઉત્તર—કટારી





૧૬

ભીંત પર ભીંત કછ નારકી કળી;
સરબતકા ઘૂંટ, મીસરીકી કળી.

ઉત્તર—કલિંગર (તરબૂચ)

૧૭

એક જનાવર આદમ દીદમ,
ચલતે ચલતે થાકા;
શીર પકડકે મુડી કાટી,
તો ફીરસે ચલને લાગા.

ઉત્તર—કલમ

૧૮

પડતો નર ને ઊઠતી નારી, ભરજોબનમાં બાળા કુંવારી;
બુઢાપણુમાં પળીઆવારી, નારીએ નર જન્મ્યો ફરી.

ઉત્તર—કપાસ

૧૯

રત્નથી રૂડો અમૂલ્ય, ફૂલ ફલ સફળે ફળિયો;
કરે કથિરનું કનક, બહુ ગુણુ તેથી બળિયો.
સાગ સિસમ વૃક્ષ વેલ, ભાર અઢારે ભારી;
અમૃતફળ સહકાર, તેથી શુભ શોભા સારી.
છે લાજ રખણુ સૌ લોકની, ચહાય દેવને દાનવી;
કવિ શામળ કહે શોધી જુઓ, મહા સુખ દેયણુ માનવી.

ઉત્તર—કપાસ

૨૦

કાળી નાર કુરૂપ, અનૂપમ ઓપે આછી;
મોંઘી મોંઘે મૂલ, ત્રણે પળ તેની તાજી.
નરથી ઉપજી નાર, અરણ્યમાં એ તો નરખી;
મહિપ સભામાં માન, પવિત્ર પંડિતે પરખી.
છાની રાખી જો છળ કરી, પ્રસિદ્ધ પોતે થાય છે;
શામળ કહે સ્વામી લાવજો, એ રાયાં શિર રાય છે.

ઉત્તર—કસ્તુરી

૨૧

ઉત્તમ પશુથી ઉપજી, તે સાહેરનું કામ;
હું પૂછું તુજ પંડિતા, બોલો તેનું નામ.

ઉત્તર—કસ્તુરી

૨૨

એક નરને વીંટી રહ્યો, જે ઉપર બે નાર;
તેથી શોભે સુંદરી, જેને હોયે ભરથાર.

ઉત્તર—કંકણ





૨૩

પ્રશ્ન

ધનધન તારી સુજને, ધનધન રાજકુમાર;
પાંચ 'કુ' વહાલા કામની, એહ હવે ઉચ્ચાર.

ઉત્તર

કાજળ, કંકુ, કંચવો તથા કસુંબો કંથ;
પાંચે વહાલા પદ્મણી, સુણજે નાર સુચંત.

૨૪

નારીએ નર મસ્તક ધર્યો, તેને તેજ અપાર;
તે થકી નારી નિપજી, એનો પંડિત કરે વિચાર.

ઉત્તર—કાજળ-અંજન

૨૫

સપુત તણું છે નામ, સભામાં શોભે સહેલો;
રજની કેરૂં રૂપ, પૂજન શિવ કરતાં પહેલો.

નેહ કરે નર નાર, દેહ શુભ આપે દાખે;
તસ્કરને મન તાપ, ભલા જન તો શુભ ભાખે.
તે નરના તનથી નિપજે, કરૂપ કહે છે કામની;
શામળ કહે સ્વામી લાવશો, તો ભજશે શુભ ભામની.

ઉત્તર—કાજળ–અંજન

૨૬

પ્રશ્ન

ચતુર નર ચિત્તથી ધરે, દૂરથી મેળવે દેહ;
વિજોગીનો સંજોગ કરાવે, પાઠવજો વહાલા તેહ.

ઉત્તર

ઉજ્જવળ મુલક, શ્યામ વર્ણ, જળશું રાખે વેર;
કામિનીએ કાગળ કહ્યો, પ્રીછ્યો મેં સારી પેર.

૨૭

અક્કડ કાન, કડ કડ બીડી, તેમાં રમે કાળી કીડી;
દેશ ફરે દેશાવર ફરે, રાજા જોડે વાતો કરે.

ઉત્તર—કાગળ



૨૮

ઉજ્જ્વળ ધરતી, એક શ્યામ અક્ષર શું શાખે વેશ;
મળે છે કાગદી આંગણે, જઈ જોને રૂડી પેર.

ઉત્તર—કાગળ

૨૯

પગ પાખી જે પરવરે, વદન વિના ગાજંત;
શ્વેત અને વળી શામ છે, અજાચક જાચંત.

ઉત્તર—કાગળ-વરસાદ-રેંટિયો

૩૦

પ્રશ્ન

કોણે હિમાળો સેવીઓ, કોણે સેવી આગ;
કોણે કરવત મૂકાવીયાં, કઈ નારીને કાજ.



ઉત્તર

કાથે હિમાળો સેવીયો, ચુને સેવી આગ;
સોપારીએ કરવત મૂકાવીયાં, પાન રાણીને કાજ.

૩૧

ડુંગર કઠણુ નીપજે, અને હોરા હાટ વેચાય;
વાંકા નર વધારવા, તે મોકલાવજો મુજ માટ.

ઉત્તર—કાંસકી

૩૨

નારીએ બે નર ગળ્યા, લજ્જા ઢાંકણુ જે;
ચતુર શાણાં સમજજો, શરીર શોભાવણુ જે.

ઉત્તર—કાંચળી

૩૩

વાંકો રહીને કેડ હલાવે, દરમાં ઘાલે ડાંડો;
એય કરીને છોકરાં જીવાડે, તેને કોણુ કહે ગાંડો.

ઉત્તર—કુંભાર





૩૪

રથ દીઠો સમર્થ અદ્ધર અવનીમાં ચાલે;
બ્રહ્મા નામે નામ, મંદિર તેનામાં માલે;
અપરમપાર અપાર, પ્રજા ઉત્પન્ન ત્યાં થાયે;
વેઠે અગ્નિ આંચ, માર પણ ઝાઝો ખાયે;
આવે અમૂલ્ય કામે અરથ, મૂળ અલ્પ માટે મળે;
શામળ કહે શોધી જુઓ, કવિ રૂડા તે તો કળે.

ઉત્તર—કુંભારનો ચાક

૩૫

પ્રશ્ન

જુગતું બોલ્યા જાણીતા, લાગી મનશું રાડ;
પાંચ 'કુ' નથી તુજ કને, તે તું કહી બતાવ.

ઉત્તર

કૂડ, કપટી, કુલક્ષણો, કૂડી જાત કુનારીની;
એ પાંચે નથી મુજ કને, સાંભળ રાજદુલારી.



૩૬

એક ફૂળે સો ફળાં અને ચંપક વરણી દેહ;
રામ જજો ચૌટડે, લાવજો તેના તે.

ઉત્તર—કેળાં

૩૭

પાન આવે તો ફુલ નહિ, ને ફુલ આવે તો પાન નહિ;
સોપારીનો સુકાળ, ને પાત્રાંનો દુકાળ.

ઉત્તર—કેળાં

૩૮

અથાણામાં સોઇએ, તેને ઘર પછવાડે જોઇએ;
તે બેઉનું એક જ નામ, કહો પંડિત કે છોડો ગામ.

ઉત્તર—કેરી

૩૯

ચતુર નર તું ચેત, એક અચરત મેં દીઠું;
સુંદર રૂપ સ્વરૂપ, અધિક અમૃતથી મીઠું;
કાયા ઉપર હાડ, હાડ ઉપર વાળ ભણી જે;
વાળ ઉપર છે રૂધિર, સુગુણ તેના જ ગણી જે;
ખરિ તે ઉપર તો ખાલ છે, ખાલ ઉપર વાળ જ નથી,
વળી મુખમાંથી અમૃત ઝરે, શામળ કહે કહો કથી.

ઉત્તર—કેરી

૪૦

બાપે જન્મી બેટડી,
બેટડીએ જન્મ્યો બાપ;
સભા સૌને પૂછે,
બેટી બડી કે બાપ ?

ઉત્તર—કેરી



૪૧

પહેલી પેરે[૧] લીલી ચોળી,
પછી પેરે પીળી ચોળી;
આવે એના દેશમાં,
જાય તેના દેશમાં.

ઉત્તર—કેરી

૪૨

ઝાડ જેનું થાય,
પાત્રાં જેનાં થાળી;
ફુલ જેનું મહા સુગડ,
અને ડુંખ જુઓ તો કાળી.

ઉત્તર—કેશુડી

૧ પહેરે.

# બુદ્ધિવિલાસ



૪૩

થડ થોડું, ડાળે ઘણું, તલ તલ જેવડાં પાન;
આ [1]વખાણું જે કહે, તેને મળશે ઝાઝા માન.

ઉત્તર ખરસાંડી

૪૪

પુરુષ પિછાનો એક, પેટ તો મોટું શોભે;
મુખ નાનું નિજ તણું, વિદ્વજન પાસે શોભે;
નારી નવલી એક, પુરુષને તે બહુ વહાલી;
કરે હમેશ પ્રવેશ, પેટમાં ચતુરા ચાલી;
એ નર-નારીની મહેરથી, લીલા-લહેર આવી વસો;
મૂરખ મનમાં મુંઝાઈ મરે, શાણા સહેજે સમજશે.

ઉત્તર—ખડિયો-કલમ

૪૫

થડ જુવો તો થંભાથંભી, પાન જુવો તો થાળી;
ફુલ જુવો તો લાલ કસુંબલ, તેની બસણી છે કાળી.

ઉત્તર—ખાખર

---

૧ ઉખાણું.



૪૬

બસેં હાથની બાળ, કહું શું તેની કરણી;
પાંચ હાથનો પુરુષ, પ્રિતથી તેને પરણી.
કામની વશ કરી કંથ, બળ કરી બાંધી લીધો;
ત્યારે પામ્યો માન, કબૂલ સૌ લોકે કીધો.
નર નારી બીજાં તે ભોગવે, લંપટ કોઇએ નવ કહે;
કવિ શામળભટ્ટ સાચું કહે, રૂચિ સૌ કોને નિત્ય રહે.

ઉત્તર—ખાટલો અને પાટી ( ભરવાની )

૪૭

એક નારી નિર્માણ, પ્રમાણિક જને પ્રમાણી;
વીશ પુત્ર બળવંત, વિવિધ શું કહું વખાણી;
તેને સૂત ચચ્ચાર, સુતા બે બે વળી તેની;
પુત્રીઓ પરિવાર, જગતમાં શોભા જેની;
ચંચળ સૂત તો ચચ્ચાર છે, તેર સવાયા શેર છે;
કવિ શામળ કહે શોધી જુઓ, મહિમા મોટો મેર છે.

ઉત્તર—ખાંડી[1]

---

૧ ખાંડી વીસ મણની હોય છે.



૪૮

અક્ષર ત્રણ આપતા, નામ જોતામાં નારી;
સાકરથી અતિ ગળી, જગતને લાગે પ્યારી;
પહેલો ત્રીજો મળી, દરજીનું સાધન દેખો;
બીજો ત્રીજો મળી, ત્રિગુણમાંનો ગુણ પેખો;
પહેલો ત્રીજો મળી થાય વિષ, સમશ્યા જોતાં સહેલ છે;
પંડિત જન તો ઝટ પારખે, મૂરખ કરે વિચાર.

ઉત્તર—ગરજ

૪૯

હું જતો હતો ભલે કામે, ભુંડે હાલે ભાળ્યો;
ઉપર આગ નીચે પાણી, વચમાં ઘાલી બાળ્યો.

ઉત્તર—ગડાકુ

૫૦

પાતાળ પેટી ચોમુખી, નારી નામે નામ;
જાણો તો મોકલાવજો, નહિ તો ભમજો ગામેગામ.

ઉત્તર—ગુપ્તી[1]

૫૧

પોચું ને વળી પચપચું, છે કંકુવર્ણું જેહ;
બાઈજી મારા માગે છે, છે સુવા સરખું તેહ.

ઉત્તર—ગોદડું



૫૨

છાજ જેટલાં છાપરાં,
નાળિયેર જેટલાં ઘર;
વલ્લભ વિષ્ણુ રહે ભાળતો,
કુંવારા એટલા વર.

ઉત્તર—ઘર

૫૩

ગપ્પીને ઘેર આવ્યા ગપ્પીજી;
બાર હાથનું ચીભડું, તેર હાથનું બી.

ઉત્તર—ઘર

૫૪

વાચા વિણુ બોલ્યા કરે,
ચાલે છે વિણુ પગ;
કાંટા પણ વાગે નહિ,
એ જાણે બધું જગ.

ઉત્તર—ઘડિયાળ

૧. લાકડીની અંદર ગુપ્ત રહે એવું એક હથિયાર.

૫૫

કટકટ કરતું કણુસલું, નાના મોટા પગ;
મોટો ચાલે બાર ગાઉ તો, નાનો ચાલે ડગ.

ઉત્તર—ઘડિયાળ

૫૬

રાતો નર થેલીઓ, ઘુમરી ખાતો જાય;
તે નર બાંધ્યો નારીએ, તે છૂટયો કેમ જાય.

ઉત્તર—ઘડો

૫૭

એક બાળ બે મુખ,
એક ઉપર એક હેઠું;
ઉપર પાતળું છેક,
કેડથી પહોળું પીઠું;
તળે મુખ, તેમાં જીભ,
તેહ બોલાવ્યું બોલે;
હલાવતાં હાલંત,
વળી ડોલાવ્યું ડોલે;
ઈશ્વર આગળ આઘડું રહે,
ગુણવંતા જનને ગમે;
શામળ કવિ કહે તે ઉચરે,
જગત લોક તેને નમે.

ઉત્તર—ઘંટા

૫૮

નર થકી નારી નીપજે,
ભોજન વેળા ગાય;
અરધું અંગ ફરે ફુદડી,
તેનું એઠું સરવે ખાય.

ઉત્તર—ઘંટી





૫૯

લંકા લપેટને, સીતા હરણને, લંકાપત રામ;
જીસ કારણ કૌરવ દળ હણ્યું, તે મોકલાવો રાય.

ઉત્તર—ચીર

૬૦

પ્રશ્ન

નર મળી દસ વીશ, પુરુષ પરઠાણો જેનો;
સૂરપતિ વાહન જાત, તાત જાણે સૌ તેનો;
નામ એક નર હોય, આવરદા બેનો સરખો;
વસે વેગળે વાસ, પંડિતે પૂરો પરખ્યો;
તે તાલેવંત તરૂણી તણો, હસ્તક રૂડો નર હશે;
પંડિતજી પહેલો એ લાવજો, ત્યાર પછી સોળે થશે.

ઉત્તર

ચૂડો મંગાવ્યો રૂડો તમે, હસ્તિ દાંતનો હસ્ત;
એક નામ બે જુજવા, સમજો ગુણી સમસ્ત.



૬૧

કાળાનો દંત ઉજળો, ચાલે ઘમર ચાલ;
સાસુ, વહુ ને દીકરી, ત્રણેનો એક ભરથાર.

ઉત્તર—હાથીદાંતનો ચૂડો

૬૨

પ્રશ્ન

ઈન્દ્ર વાહનથી ઉપજે, નારી દશ કે બાર;
તે નર તો નારી કને, જેનું ભાગ્ય અપાર.

ઉત્તર

નારી હાથે નર રહે, નરથી વહાલો જેહ;
રાય કહે સુણ કામિની, ઉત્તર 'ચૂડો' એહ.

૬૩

ઘોળીયાને નહિ ધીરીયે, અને નહિ કરીએ ટચાક;
ઊંચે બેસણે બેસીએ, તો પડીએ ભચાક.

ઉત્તર—ચુનો

૬૪

કાળો છે પણ કાગ નહિ;
લાંબો છે પણ સાપ નહિ;
તેલ ચઢે હનુમાન નહિ;
ફુલ ચઢે મહાદેવ નહિ;
બોલો તેનું શું હશે નામ?

ઉત્તર—ચોટલો

૬૫

બાંધ્યા તાંતણે સખી નર, એવા નર મળી ચાર;
એહ બતાવો રાયજી, થઈ તેની એક નાર.

ઉત્તર—ચોરી (લગ્નની)



૬૬

ચોખંડી નગરી, અને ચાર દરવાજા;
સોળ સાહેલી, અને એ છે રાજા.

ઉત્તર—ચોપાટ

૬૭

ઠેક ઠેક ઠેકંતો દીઠો (ઘોડો નહિ)
માથે કાન નકાનો દીઠો
પૂંછ ન પૂંછો દીઠો (વાંદર નહિ)
મેંડક તો જળમાં વસે (દેડકો નહિ)
તે વિના એ બીજું શું હશે ?

ઉત્તર—ચાંચડ





૬૮

છેલ કુદંતો છેક, એક કહે એ તો ઘોરી;
શિંગ નથી તે શીશ, કહે ત્યારે તો તોરી;
પીઠે નથી પલાણ, ત્યારે તો મેંડક માણે;
નથી રહેતો તે નીર, જરૂર કોઈ સસલો જાણે;
પણ સસલાને પગ ચાર છે, પગ વિણ આ તો પરવરે;
શામળ કહે અર્થ સહેલ છે, રૂડા જન હૃદયે ધરે.

ઉત્તર—ચાંચડ

૬૯

પ્રશ્ન

નવ ગ્રહ માંહી નામ, કામ કાસદનું કરતો;
પૂરણ જશ પ્રતાપ, તાપની હરકત હરતો;
ભાગ્યશાળી ભોગવે, રોગ, દુઃખ દાઝે દેહે;
સારંગ નામે સરદાર, સારંગપર વાહન સ્નેહે;
તેને નામે નામ જે, તે આવ્યાથી દુઃખ જશે;
એ તુર્ત સ્વામી મારા લાવજો, તો વળતી સોળે થશે.



ઉત્તર

ચંદ્ર નામ એ ચાંદલો, માનની માંગ્યો ભાલ;
પ્રથમ લેખ લલાટમાં, સ્વામી લાવજો કાલ.

૭૦

પ્રશ્ન

જેને ખાધે વિખ ચડે, તેનો શત્રુ થાય;
તે ઉપર વાહન કરે, કરજો તુજ રક્ષાય.

ઉત્તર

અહિને ખાધે વિખ ચડે, ગરૂડ તેને ખાય;
તે ઉપર વાહન કરે, જરૂર તે જદુરાય.

૭૧

એક નારીને નર ઘણા, તે સઘળા સાથે પ્રીત;
નારી પહેલાં નર થયા, એ કીયા જન્મની રીત.

ઉત્તર—જીભ અને દાંત



૭૨

નાની રજ જેટલી, ચટકા દેતી ચાલે;
વાસો એનો વાળમાં, મસ્તક બેઠી મહાલે.

ઉત્તર—જુ

૭૩

પથુભાઈનો હજુરીયો, તે નથુભાઈએ ઝાલ્યો;
ગુંદરીયા ગામને પાદરે, ત્યાં ગદુભાઈએ માર્યો.

ઉત્તર—જુ

૭૪

એક વન અનુપમ દીઠું, છ પગું માંહિ ફરતું દીઠું
બે પગાએ માર્યો હાથ, છ પગું થયું મરણઘાત;
મારતાં મારતાં આંખો દિએ, ચતુર નર શોધીને લિયે.

ઉત્તર—જુ

૭૫

ઊભો નર નિંદ્રા કરે, અને ઝાકળ તડકો ખાય;
જેને મસ્તક મોતી નીપજે, તેને વરણુ અરાઢે ખાય.

ઉત્તર—જુવાર

૭૬

અટક મટક ને રાતો ચટક;
ઉઠાવી ટાંટીયો, ને પહેરીયે સટક.

ઉત્તર—જોડા

૭૭

એક નારી રંગ ચુડી, તેને સુંદર આંખ;
મુખે પીએ, આંખે ઝરે, રાજા તે તું ભાખ.

ઉત્તર—ઝારી

૭૮

પડ્યું પણ પીગળ્યું નહિ, રહ્યું ઘડી બે ચાર;
વગર પાંખે ઉડી ગયું, પંડિત કરો વિચાર.

ઉત્તર—ઝાકળ

૭૯

ગઢ ભીંજે, ગઢના કાંકરા ભીંજે, હાથી તેમાં છળછળ ના'ય
પણ ચકલાની ચાંચ ન બૂડે, માણસ તરસ્યો જાય.

ઉત્તર—ઝાકળ

બુદ્ધિવિલાસ





૮૦

થડ થોડાં ને ઉંલર ઘણાં, પાને આઝાં લખ;
તે સજ્જન, હાટે મૂલવજો, જેને કાળજે
ઘોળા કાળા ને રાતા દંત.

ઉત્તર—તરબૂચ

૮૧

ખાખી શિર વસે ખરી, ગંગા નહિ ગણાય;
નિત્ય નવા નર ભોગવે, વેશ્યા નહિ કહેવાય;
નિજ અંગ કાળું કરી, બાળે નિત્ય અપાર;
વદે કરણ કરી વિનતિ, કવણ હશે એ નાર ?

ઉત્તર—તવી

૮૨

કાળી હે કલંગી હે, કાળા દર મેં રહેતી હે;
ગુલાબ પાણી પીતી હે, પાદશાહકુ સલામ કહતી હે.

ઉત્તર—તલવાર



૮૩

નારી પણ નિર્બળ નહિ, કાળી પણ નહિ કોલ;
વસે દરે સાપણ નહિ; ઉત્તર એનો બોલ્ય.

ઉત્તર—તલવાર

૮૪

હું જતો હતો સારા કામે, ભૂંડી રાંડે મને ભાળ્યો;
ઉપર દેવતા, નીચે પાણી, વચ્ચે કૂટી બાળ્યો.

ઉત્તર—તમાકુ

૮૫

એક જણસમાં ત્રણ ગુણ,
કોઈ ખાય, કોઇ પીચે, કોઈ લે નાસ;
તેની જે નિંદા કરે,
તેનું જાય સત્યાનાશ.

ઉત્તર—તમાકુ

૮૬

તપેલામાં તપેલું માંહે કલંગી ઘોડો;
છોડાય તો છોડો નહિ તો બેઠાં માથું ફોડો.

ઉત્તર—તાળું.

૮૭

એક નારી બે ઘાઘર પહેરે, છ નાડા લટકાવે;
બજાર બેઠી તાન તોડે, મુરખને સમજાવે.

ઉત્તર—ત્રાજવું

૮૮

છ પગ છાપરે, બે ડબા ઝૂલે;
વાંસે રહ્યું પૂછડું, તેનું કંઇ સૂઝે.

ઉત્તર—ત્રાજવું



૮૯

પોપટ સરખી પાંખ,
હરણ જેવાં શીંગડાં;
મનીશ સરખું મોડે.
ઊંટ જેવડા પગ;
ખેતર ખાતું દોડે.

ઉત્તર—તીડ

૯૦

પ્રશ્ન

પક્ષી ઉડે જીવ વિના, બેસે જેની ડાળ;
મૃત્યુ પમાડે દેખતાંને, કહો મુજને ભૂપાળ.

ઉત્તર

કુંવર વદે સુણ માનુની, હું બધું સમજ્યો એહ;
સમશ્યામાં સમજાવિયો, તીર કહીને તેહ.

૯૧

નાની હતી ત્યારે નાનબાઇ, મોટી થઇ ત્યારે માનબાઇ;
જાણે ઝઝુમતા ઝુમખા ટાંગ્યા, કહે ઘરડી થઇને ઘુઘરા બાંધ્યા.

ઉત્તર—તુવેર

૯૨

પ્રભાતે ઊઠી નિંદા કરે, પર મંદિર પેસી નીસરે;
પરસ્ત્રી પર રાખે આશ, તેનો થાયે વૈકુંઠવાસ.

ઉત્તર—તુલસી

૯૩

રાધા ગઇ એક બાગમેં, લાઇ ફુલ સ્વેત;
રાધા પૂછત કૃષ્ણકુ, કૃષ્ણ નામ નહિં દેત.

ઉત્તર—તુંબડી ( તું બડી=તું મોટી )

૯૪

મસ્તક મોટું હોય, મુખ તેનું નવ દીઠું;
અન્ન નીર નવ સ્હાય, વદે અમૃતથી મીઠું;
પોઢાં પગને પેટ, પ્રીતથી પંચ પ્રમાણે;
રાજદ્વાર રહંત, કદી મોટા પરમાણે;
સારંગ નામ શોભિત છે, વરસે સારંગ વાણિયે;
સમજે સમશ્યા શામળ તણી, તે જશવંતા જાણીયે.

ઉત્તર—તંબુરો

૯૫

પ્રશ્ન

એક નારી આ વિશ્વમાં, પાડે સૌને ત્રાસ;
આઠ માસ છાની રહે, મહાલે ચાર માસ.

ઉત્તર

સહિયર મારી સુલક્ષણી, તારૂં થજો કલ્યાણ;
પદ્માવતી કહે પૂછીયું, ટાઢ તેનું નામ.

૯૬

ધામ ઢોલ માંહે પોલ, ઉપર ઉત્તર છાયા;
આ વખાણું કહે તેને આપું સોનાના પાયા.

ઉત્તર—ટાંકુ

૯૭

જે કુળમાં જે અવતરે, તે કુળ તે અભ્યાસ;
સિંહ જો સો લાંઘણુ કરે, તો એ ન ભક્ષે ઘાસ.

ઉત્તર—ટેવ

૯૮

નહિ નર કે નહિ નાર, નપુંસક સરખું નામે;
દેશ દેશ પ્રવેશ, ઘણા ગુણ ગામે ગામે;
જ્યોતિષ વિદ્યા જાણ, વાત બનવાની બુઝે;
ખટ શાસ્ત્રો ભણનાર, તેને પણ તેથી સૂઝે;
અજવાળું એથી અવનિમાં, જે ભવિષ્ય જાહેર કહે;
આવરણ ઓછો એહનો, વર્ષ જીવી વળતી મરે.

ઉત્તર—ટીપણું

જળમાં પેસી ઘર કરે, જળમાં પેસી નહાય;
મસ્તક વાઢે ન મરે, તેની આંખ ફોડે જીવ જાય.

ઉત્તર—ડાંગર

૧૦૦

સો આંબા, સો આંબલી, બસેં બીજાં ઝાડ,
કોર વિનાનું પાંદડું રાજા ભોજ કરે વિચાર.

ઉત્તર—ડુંગળીનું પાન

૧૦૧

પગ વગર ડુંગર ચડે. મો વગર ખડ ખાય;
રાજા પૂછે રાણીને, એ ગોધો છે કે ગાય ?

ઉત્તર—દવ

૧૦૨

પ્રશ્ન

સુંદર જળ સરોવર ભર્યું, જ્યાં બૂડે સઉ કોય;
પણ કોઇ પી નવ શકે, તમ વિણુ તજીશ સોય.

ઉત્તર

તેજ વધે તે દેખતાં, કામિની સાથે કામ;
શોખી નરને ગમતું, નિશ્ચે 'દર્પણ' નામ.

૧૦૩

વાવડી પરવડી ને, લોલીઆળું ગામ;
બત્રીસ પીપળા વચ્ચે એક જ પાન

ઉત્તર—દાંત—જીભ

૧૦૪

સો કોટડી કે સો ખાના બીચમેં રહેતા લાલ દીવાના;
ચલોજી પોપટ ફરીએ જાના, ચુન ચુન મોતી હાર ગુંથાના

ઉત્તર—દાડમ

૧૦૫

ગોરી લાંબી, ગોરી પાતળી, ગોરી નદીએ નાવા જાય;
ગોરીની આંખડિયે દીવો બળે, ગોરી ચોટે વેચાવા જાય.

ઉત્તર—દીવાસળી

૧૦૬

તળાવ ભરા હે, હરણુ ખડા હે;
તળાવ સુક ગયા, હરણુ ભાગ ગયા.

ઉત્તર—દીવો

૧૦૭

કોરો કનક સરીખડો, અને પૂંછે પીતો નીર;
તે પઠાવું મારી મેડિયે, આવજો રાખી ધીર.

ઉત્તર—દિપક

૧૦૮

નીર વિના જે નીપજે, પાપે પેદા થાય;
તેને જીતે જે વહલો, એ અમને કહો રાય.

ઉત્તર—દુકાળ

૧૦૯

શિયાળે કાળો, ઉન્હાળે પીળો ચોમાસે લીલો;
ડંડું બોલે ને ગરજે મેહ, એ તે શું હશે?

ઉત્તર—દેડકો

૧૧૦

મારે ફાળ પણ પગ નહિ, નહિ સસલો કે શ્વાન;
ડોક ઊંચી પણ ઊંટ નહિ, વાંદર કે હેવાન.

ઉત્તર—દેડકો

૧૧૧

હીરા સરખો ઉજળો, દેખીતો એક રાસ;
હું તને પૂછું ઓ સખી, તારે ઘેર હોય તો લાવ.

ઉત્તર—દેવતા

૧૧૨

અન રીપુ, તન રીપું, રીપુનો રીપું જેહ;
સખી મુજ ઘર આવ્યા પરોણા, તુજ ઘેર હોય તો દે.

ઉત્તર—દેવતા

૧૧૩

ભુવન અક્ષરનું નામ, નપુંસક જાતિ તે છે;
અતિ ઘણું ગુણવાન, સૌ લોકો ઈચ્છે છે;
છેલ્લા દસ્કત દાબ, ઉપસર્ગ પાંસરો થાશે;
પહેલો અક્ષર વાંચો નહિ, તો મૃત્યુ સમે ચિત થાય છે;
ભુવન અક્ષર વાંચો અનુક્રમે, જળ ભરવાનું થાય છે.

ઉત્તર—દોરડું

૧૧૪

શીશ વિનાની નાર, મુખ મોટું સુખ માણે;
ભોરિંગનો જે ભક્ષ, જમી તે ઝાઝું જાણે;
પલક ન રાખે પેટ, વળી ઊઠે, વળી બેસે;
વાંકાં કઠણને વશ કરે, બળતાં બાળે બહુ;
સમજ્યા કેડે તો સેહેલ છે, શામળ કહે શોધો સહુ.

ઉત્તર—ધમણ

૧૧૫

એક નારી છે નવ ભરથારી, બાર પુરુષને બાર કુંવારી;
સાત નર તેની સાથે ફરે, ચાર નર તો ચોકી કરે;
હરાડ ભાર શક્તી મેવો થરે, ને એક નરની ઈચ્છા કરે.

ઉત્તર—ધરતી

૧૧૬

નીચ ઘેર છે નાર, દેશ બાધામાં રાખે;
મુખમાં મોટી જીભ, રીઝથી બાહાર રાખે;
નહીં હાથ, નહિ પગ, શીશ વિના મુખ બોલે;
ફરે છત્ર તે શીશ, જમે કણ અધિક અતોલે;
ઘર ધણી તો ગીતો ગાય છે, પવિત્ર નર પુંઠે ફરે;
શામળ કહે એહું એહનું, મોટાજન મસ્તક ધરે.

ઉત્તર—ઘાણી

૧૧૭

પગ વિના ડુંગર ચઢે, મુખ વિના ખડ ખાય;
હંસ કહે હંસાવળી, એ કોણ જનાવર જાય.

ઉત્તર—ધુમાડો

૧૧૮

પ્રશ્ન

ચાલે છે પણ ચરણ નહિ, ઉડે પણ નહિ પાંખ;
લાખે ચાહ્યો નવ રહે, સૌ કો દેખે આંખ.

ઉત્તર

ઉડે તે આકાશ ભણી, ઘરમાં રહે ગોંધાય;
ધુમાડો નિર્ધારીયે; વિચરે વસમી વાટ.

૧૧૯

નરમાંથી એક નીપજ્યું, ધર્યું નારી નિર્મળ નામ;
થઇ સરપ સરીખી ચાલતી, વરવા માળા વરને કામ.

ઉત્તર—નદી

૧૨૦

ખળખળ કરતો ધોળો દોરો, ડુંગરમાંથી હાલે;
ઊંચો નીચો, આડો અવળો, પંડ જગતને પાળે.

ઉત્તર—નદી

૧૨૧

નપુંસક સરખું નામ, મહિપને મંદિર મહાલે;
નર–નારી બે જોડ, ચડી વાહન તે ચાલે;
શાહ સુબા સુલતાન, માન પામે તે મહિમા;
ત્રિવિધી પાડે ત્રાસ, શૂર સામદ ને સામા;
છાનું રાખ્યું તે નવ રહે, બોલાવ્યું બોલે બારણે;
શામળ કહે સમજે સુલક્ષણા, કવણ અર્થ તે કારણે.

ઉત્તર—નગારૂં

૧૨૨

ઊંચેથી પડયો કંડીઓ, કંડીઆને મારી ઠેસ;
ચાલ રે કંડીઆ આપણે ઘેર, તારૂં કાળજું કહાડી લેશ.

ઉત્તર—નારિયેર

૧૨૩

પાગ વિના એક પુરુષ, શિશ પર જટા બંધાવે;
મુખ મેં મેવા ભરા, નેત્રો જો ત્રણ કહાવે;

હાડ માંસ નહિ જીભ જીભ્યા બિન બડ–બડ બોલે;
પૂંજે સબ સંસાર લેત દેને કો તોલે;
કોઈ એક જોડે નાસકું. કો'કુ દેવે હાથ;
કો જાવે પરદેશકું તો દેત હી શકુનમે સાથ.

ઉત્તર—નારિયેર

૧૨૪

જળમાં રહી જીવંત, નહિ મેડક નહિ મચ્છી;
ચારે દિશ ચાલંત, નહિ પશુ કે નહિ પક્ષી;
પગ વિણુ વહે પ્રવાહ, પવન પણુ વહિ નહિ પાણી;
લક્ષ્મીમાં લીલા લેહેર, નહિ રાજા નહિ રાણી;
છે તત્ત્વ તોલ તારણુ તરણુ, બુડતાં ને રાખે બહુ;
વળી પાર ઊતારે પલકમાં, શામળ કહે સમજો સહુ.

ઉત્તર--નાવ, હોડી

૧૨૫

પ્રશ્ન

એક નારી સંસારમાં રાય રંક ઘેર જાય;
જે ઉપર કરૂણા કરે, મૃતક તુલ્ય તે થાય.

ઉત્તર

સુલોચના કહે ધન્ય તું, કોઇના તુંજ તોલ;
'નિદ્રા' તેનું નામ છે, બોલી તું જે બોલ.

૧૨૬

એક નાર મુખ દોય. ભૂપ સભામાં ભાળું;
ગૌર વર્ણ મુખ એક, એક કુરૂપી કાળું;

નહિ હાથ, નહિ પગ, ઘણેરી તરતિલ તોલે;
મારે મહોકમ માર, બૂમ પાડી તે બોલે;
વળી ભુંડું અન્ન ભાવે નહિ, કાચું કચર્યું ભ્રખ કરે;
ડાહ્યા દાતા મનમાં ધરે, મહિપતિ કેરાં મન હરે.

ઉત્તર—પખાજ

૧૨૭

ભગતની ગત ભગત જાણે, આઘે હોય તો પાસે તાણે;
પાસે તાણી કરે નાગી, હરી ભજનની લેહ લાગી.

ઉત્તર—પખાજ

૧૨૮

લાકડાનો બકરો, પાશેર આટો ખાય;
એક તમાચો મારે તો બડ બડ કરતો જાય.

ઉત્તર—પખાજ

૧૨૯

પ્રશ્ન

ચો મુખવાળા ચાર, પુત્ર પરાક્રમી પરખ્યા;
ન હો ઊંચ કે નીચ, શોભતા ચારે સરખા;
ચાર વચ્ચે બે નાર, પ્રીતની રીતે પરણ્યા;
બેય નપુંસક તંન, આઠ એ વેગે વરણ્યા;
થાય એકે અળગું આઠમાં, સાતે નહિ કામનાં;
નર એક થાય એ આઠથી, કહો અર્થ નામન.

ઉત્તર

પલંગ કહ્યો પંડિત તમે, ઇસો બે, પાયા ચાર,
અર્ભક નપુંસક બે ઉપળાં, સુખ સઘળામાં સાર.

૧૩૦

બાંધે તો બંધાય નહિ, અને ઝાલે તો સહેવાય નહિ,
પોલી જગ્યામાં રહે, શાણા તમે સમજજો,
તેથી જીવ જીવે ને મરે.

ઉત્તર—પવન

૧૩૧

ભાત ભાતના રંગ લીલો, પીળો કે રાતો;
લોહ લક્કડ વૃક્ષ વેલ, રાવ રંક દુર્બળ માતો,
કનક કથીર મણિ રત્ન, મેહ મોટમ તુછ તરણાં;
જીવ જંતુ પશુ પક્ષી, સંહનર હસ્તી હરણાં;
વળી જડ ચૈતન નર નારીઓ, લાયક જન લેખી લીયો;
શામળ કહે ચેતો ચતુર નર, એક રંગ સૌનો કિયો.

ઉત્તર—પડછાયો

૧૩૨

અચરત વાતોમાં નહિ મણાં, પશુ પક્ષીને માનવ ઘણાં;
વૃક્ષ વેલને પર્વત ધામ, સ્થાવર જંગર જીવ તમામ;
માણેક મોતી હીરા નંગ, એ સર્વનો એકજ રંગ.

ઉત્તર—પડછાયો

૧૩૩

હાથ ચરણ મુખ નાસિકા, સાથે પંથ પસાય;
અન્ન ઉદક ખાયે નહિ, એ અમને કહો રાય?

ઉત્તર—પડછાયો

૧૩૪

જન્મ્યો ત્યારે દશ ગણો, જોબનમાં ઝંપાય;
વૃદ્ધ થતાં વાધે ઘણો, એ અમને કહો રાય?

ઉત્તર--પડછાયો

૧૩૫

પ્રશ્ન

આઠ[1] નારીએ નાર,[2] નાર આઠે નર[3] જાણું;
આઠ નરે નર[4] એક, પુરુષ એ ત્રીસ પ્રમાણું;
બાર પુરુષ બળવંત, એક નર[6] નરપતિ જેવો;
સ્વામી જે સત્તાવીશનો[7] કશ્યેપ સુત જુગ જોગવે;
શુભ આશિષ શામળ ભટ ભણે, ભૂપતીનું સુખ ભોગવે.

ઉત્તર

૧–પળ, ૨–ઘડી, ૩–પહોળ, ૪–દિવસ,
૫–માસ, ૬–સંવત્સર, ૭–ચન્દ્ર, ૮–સૂર્ય.

૧૩૬

પહેલે પાઉં હોળાસીયા, બીજે ભીડયો અંગ;
ત્રીજે મુખ ચુંબન કર્યો, ચોથે રાખ્યો રંગ.

ઉત્તર—પાન

૧૩૭

પ્રશ્ન

મુખનું મંડન સર્વનું જેથી વાધે કામ;
તેહ તજ્યું મેં આજથી, નાથ ગયા જો ગામ.

ઉત્તર

દુર્લભ છે તે તો દેવને, મહિપતિ આગળ માન;
કામાતુર બને દેખતાં, પ્રમદા તે તો પાન.

૧૩૮

પ્રશ્ન

નારી બોલી નેહશું, જો છો ચતુર સુજાણ;
પાંચ 'પ' વહાલા પુરુષને, તેના કરો વખાણ.

ઉત્તર

પાન, પાઘ, ને પદ્મણી, પરિમળ ને પોશાક;
પાંચે વહાલાં પુરુષને, વળી પૂછ સદ્ભાગ.

૧૩૯

અગ્નિ તણી બહુ આંચ, એક મરદે શિર માણી;
બીજે હીમે હાડ, ગાળ્યાં વરવાને રાણી;
ત્રીજે કરવત લીધાં, કપાવી કષ્ટે કાયા;
ત્રણ પામ્યા એક નારી, માનની ઊર માયા;
છે ત્રણ નામ તે નારીનાં, નપુંસક નરને મેરિયો,
કવિ શામળ સાચું કહે લક્ષ્મીવંતની લહેરિયો.

ઉત્તર

પાન, તંબોળ, નાગરવેલ,
ચુનો—કાથો અને ફોફળ

૧૪૦

ભુવન અક્ષરનું નામ, વળી કે'તામાં તારી;
છેલ્લો દસ્કત કાઢ, ધરૂં શિર શોભા સારી;

પેલો અક્ષર દાબ, ભાગ ત્રીશો દિન થાઉં;
બીજો દસ્કત કાઢ, મહિષી સુતા લખાઉં;
ભુવન અક્ષર વાંચો અનુક્રમે, શિરપર હેતેથી ધરો;
આ સમશ્યા સાર નિશ્ચય જડે, અધર ભાગ દશમો કરો.

ઉત્તર--પાઘડી

૧૪૧

વૃક્ષ[1] એકનાં ડાળ[2], બાર ભલી ભાત ભણીજે;
[3]પાંખડી ત્રણસેં સાઠ, ગુણીજન જોઇ ગણી જે;
ચતુર જુવો ચોવીશ, સરસ[4] ફળ તેને ફળીયાં;
એક વિશ સહસ્ત્ર છસેં, [5]પત્ર કવિ લોકે કળિયાં;
પણ ચોથ [6]ભાગ એ પત્રનો ગૃહસ્થ શિર શોભિત ઘણો;
તે આપે માગણને અધિક, વેણીદાસ રખિયલ તણો.

ઉત્તર-પાઘડી

૧૪૨

કાગળ સરખો પાતળો, ચંદા સરખો ગોળ;
તેના અક્ષર ત્રણ છે, પહેલો પ ને છેલ્લો ડ.

ઉત્તર—પાપડ

૧૪૩

ચતુર ચેત મુખ ચાર, નહિ બ્રહ્મા બ્રહ્માણી;
વૃષભા રૂઢ વાહન, નહિ રૂદ્રે રૂદ્રાણી;

---

૧ વર્ષ, ૨-માસ, ૩-દિવસ, ૪-પખવાડીયાં, ૫-ઘડી, ૬-પાઘડી.

જળ પૂરણ જશવંત, નહિ જન વાણુ નવાણી;
સેવક શોભે સાથ, નહિ રાજા કે રાણી;
એ અક્કલવંત અંતર ધરો, શું વળી વળી વખાણિયે;
છે સમસ્યા કવિ શામળ તણી, જશવંતા જન જાણિયે.

ઉત્તર—પાણીની પખાલ

૧૪૪

વૃષ વાહન પણ શિવ નહિ, નહિ બ્રહ્મા મુખ ચાર;
જળ પૂરણ સરોવર નહિ, જાતે જોતાં નાર.

ઉત્તર—પાણીની પખાલ.

૧૪૫

એક નાર છે વીશ ભરથારી, તે વીશેનું એકજ નામ;
ચતુર હોય તો ચેતજો, નહિ તો ભમશો ગામે ગામ.

ઉત્તર—પાંચશેરી

૧૪૬

નાની સરખી નાર, પાંચ મુખ તેને માથે;
ઊભી રહે અખંડ, શોભતી સજ્જન સાથે;
પાતળી, લાંબુ પેટ, નામ જોતામાં નારી;
જઈ બેસે જે જગો, કરે ત્યાં પ્રકાશ ભારી;
તે તેલ પિયે હરનીશ મુખે, બહાર જીભ કાઢે વડી;
સમશ્યા જે સમજે સહજમાં, પ્રકટ પામશે પાઘડી.

ઉત્તર—પિત્તળની દીવી

૧૪૭

અંતરિક્ષ નાર અનૂપ, તેહ ડોલાવી ડોલે;
મ્હોકમ ખાયે માર, બહુ બકવા કરી બોલે;
મુખ વિણ મોટું શિશ, જનોઈ કંઠે ઘાલે;
બાંધેલી બળવંતી, મોજ મંદિરમાં માલે;
તે હસ્ત પ્રહારે જેહને, તે શોભાવે સર્વને;
શામળ કહે, એ સમસ્યા કહો કે મૂકો મન ગર્વને.

ઉત્તર—પીંજારાની તાંત

૧૪૮

ભણે પણ પંડિત નહિ, પૂર્યો પણ નહિ ચોર;
ચતુર હોય તો ચેતજો, મધુરો પણ નહિ મોર.

ઉત્તર—પોપટ

૧૪૯

સુકેશા ફળ બાગ, તેની શોભા છે સારી;
ત્રણ અક્ષરમાં તોલ, નામ કહેતામાં નારી;
લાંબી પાતળી લાંઠ, કલંક કાયામાં કુડી;
જુવાનીનું છે જોર, બહુજન કહે છે બુડી;
આજું તે ફળમાં ઝેર છે, ચપળ લોક શું ચાહે છે?
શામળ તે ફળ આરોગતાં, જન જમ લોકે જાય છે.

ઉત્તર—બરછી

૧૫૦

વૃષભ વિધાતા થાય ને, વિષ્ણુ ગાય થૈ ધાય;
દાન વસુધાધિપતિ ધરે, પર પીવાને જાય;

તેના અરિના પુત્રનું, વેગી વાહન જેહ;
તેની ગળચી હાબતી, બીલ્લી દોડે ગેહ.

ઉત્તર—બિલાડી ઉંદરને પકડીને
ઘરમાં દોડે છે તે ઉક્તિ.

૧૫૧

મીન, મેષ, મીથુન સે મળી, કુંભરાશિ ઉપર ધરી;
વરખ રાશિ ઉનકા નામ, કહો પંડિત કે છોડા ગામ.

ઉત્તર—બીડી

૧૫૨

એક નારી અનુપમ દીઠી, પાંચ પુરુષ લઈ ઘરમાં પેઠી;
બત્રીસ પુરુષે બીડી બાથ, નારી થઇ મરણુ ઘાત;
મરતી મરતી મચકો કરે, તેમ તેમ રૂપ અનુપમ ધરે.

ઉત્તર—બીડી

૧૫૩

લીલો પણુ પોપટ નહિ, કાળો પણુ નહિ નાગ;
પાંખો પણુ પંખી નહિ, ઉડે પણુ નહિ કાગ.

ઉત્તર—ભ્રમર

૧૫૪

એક નારી નિર્બળ રહે, ઘર આવે નિરાશ;
તે વશ કોઈને નહિ, વશ થાએ જેમ દાસ.

ઉત્તર—ભૂખ

૧૫૫

પ્રશ્ન

નારી એક નવ ખંડમાં, લાગે સૌને અંગ;
સબળાને નિર્બળ કરે, કરે રંગનો ભંગ.

ઉત્તર

સુલોચના કહે સત કહું, દિલે ન ધરશો દુઃખ;
શામા જે સમસ્યા કહી, ભૂંડી તે તો 'ભૂખ.'

૧૫૬

ગુણમય ગોળાકાર, અધિક અમૃતનો ભરીયો;
સ્ત્રીઓ સહસ્ર દશ વીશ, કબૂલ તે નરને કરીયો;
જો કોઈ પાસે જાય, નાર દુઃખ તેને દે છે;
અહો નિશ આઠે જામ, અધર રસ તેનો લે છે;
તે નરને મારે પારધી, રૂધિર સરવ જન ખાય છે;
શામળ કહે માંસ રૂધિર સદા, ચોટામાં વેચાય છે.

ઉત્તર—મધપૂડો

૧૫૭

આઠ આંગળનો આઠિયો, નીસાળામાં રહે;
લોક જાણે કે ભાંડ છે, પણ તે ખાવા સરખું છે.

ઉત્તર—મકાઈ

૧૫૮

સૂતા જગાડે સવારમાં, શબ્દ કૂકરે કૂક કરે છે;
નામ ઠામ હોય જાણવું, તે માતા મંદિર રહે છે.

ઉત્તર—મરઘો

૧૫૯

લાલ લાલ લાકડી, પતંગ લાલ ઘોડા;
કાછીયાની વાડીમાં કુતરાના તોલાં.

ઉત્તર—મરચાં

૧૬૦

સમી સાંજે વાવીયું, અને ઉગ્યું માઝમ રાત;
પરોડીએ ઊઠી વીણી લીધું, તેનો પંડિત કરો વિચાર.

ઉત્તર—માખણ

૧૬૧

સત નર બાંધ્યા સામટા, નાર કેહેવાણી જેહ;
રક્ષા કારણ હાથ ગ્રહુ, સાચે મનથી તેહ.

ઉત્તર—માળા

૧૬૨

શત આઠ પરોવ્યા શુળીયે, નારી કહાવે નામ;
હાથમાં રાખીશ હેતથી, જુગતે આઠે જામ.

ઉત્તર—માળા

૧૬૩

હોય ખરૂં મન તો મળે, ઈશ્વર આપો આપ;
માનની તેં 'માળા' કહી જપતાં છૂટે પાપ.

ઉત્તર—માળા

१६४

પ્રશ્ન

જેને દીઠે જગ હસે, તેનું એ છેદે શિષ;
તેને ઘેર થઇને આવજો, રવિ આથમતો દિશ.

ઉત્તર

નિર્મળ વાડી વનસ્પતિ, નિર્મળ નીરશું નેહ;
પુષ્પો વીણે પ્રેમથી, માળી ઘર તેહ.

१६५

એક નાર ખટ ચરણ, બાંધી વાળી રસ રાચે;
જાત જોરાવર જાણ, વદનથી અમૃત સાંચે;
ઉત્તમ અધમ આહાર, ઉંચ નીચે જઈ પેસે;
દિવસે તે દેખંત, નિશા અંધી થઈ બેસે;
કોઈ એની આભડછટને, ગણે નહિ ભમતાં ભવન;
સમજ્યા કેડે તો સહેલ છે, કહો નાર એ તો કોણ ?

ઉત્તર—માખી

१६६

ક્યારે કરીને વાવ્યું, નહિ લીલાનું નામ;
લાવી નાંખ્યો ચોકમાં, તોલાઇ જાય આખું ગામ.

ઉત્તર—મીઠું

१६७

ઉનાળે શિયાળે નિપજે, ચોમાસે જડ જાય;
નહિ થડ નહિ ડાળી, પાંખડી વરણ અઢારે ખાય.

ઉત્તર—મીઠું

૧૬૮

નદી કાંઠે નીપજે, નરને નામે નામ;
આઠ મહિને થાય, એ કારતક મહિને લાગે કામ.

ઉત્તર—મીંઢળ

૧૬૯

તીખાં ખારાં તમતમાં, કેવડા સરખાં પાન;
આ વખાણું જે કહે, તેને ઘટે છે માન.

ઉત્તર—મુળા

૧૭૦

મુઠી જેવડો માણસ, સુપડા જેવડી દાઢી;
મનુષ્યને મન ત્રણ, ઘરબાર મૂકો કાઢી.

ઉત્તર—મુળો

૧૭૧

ખાય ખરૂં, બોલે ખરૂં, પણ નિર્જીવ ગણાય,
વચલો અક્ષર કાઢતાં, નામ મૃગલું કહેવાય.

ઉત્તર—મૃદંગ

૧૭૨

પ્રશ્ન

જીવ વિનાનું જાનવર, દો મુખ પ્રત્યક્ષ દીઠ;
પીઠ ખવરાવી પીટીએ, (તો) બોલે મધુરૂં મીઠ.

ઉત્તર

મે'તા તમે મૃદંગ કહી, શોભે માનુની સાચ;
સાખ કહો કો શાસ્ત્રની, વિદ્યા વાણી વાચ.

૧૭૩

શ્યામા છે શામળી, સ્વરૂપે પણ સોહંતી;
ભમરાળી ભરપૂર છે, મરદ મોટમ મોહંતી;
વધૂ વરણાગણી વેશ; વળી વળ વાળી વાંકી;
દુશ્મન ગંજણ દાખ, સાર શોભિત સિંહ લંકી;
તે નાર વડે નર શોભશે, તે વિણ મુખ લજામણાં;
કહે શામળ એ સમસ્યા કહો, ભલી રીતે લેઉ ભામણાં.

ઉત્તર—મૂછ

૧૭૪

ભ્રમર કટારી વાંકડી, ભમરાળી છો ભાત;
નારી વડે નારી ધ્રૂજે, તેની કહોને વાત.

ઉત્તર—મૂછ

૧૭૫

મુખ મંડળ પુરુષો તણું, દુશ્મન ન ગણે જેહ;
નાર વડે નર જાણીયે; અમ આગળ કહો એહ.

ઉત્તર—મૂછ

૧૭૬

ઇતની તલ જીતની, તું કડવે બોલ ન બોલ;
તેરા રંગ હે નારંગી, તું હસકે ઘુંઘટ ખોલ.

ઉત્તર—મેંદી

૧૭૭

કો રૂડો કોડામણો, તેજોમય નર હોય;
તાલેવર પાસે વસે, તેના ઘરમાં હોય.

ઉત્તર—મોતી

૧૭૮

જેને થડ પવન નહિ સંચરે, અને છાંયે ન બેસે કોઈ;
તે વૃક્ષ ફળ મોકલાવજો, કે જે દીઠે મનડું મોહે.

ઉત્તર—મોતી

૧૭૯

ગિરિ શિખરે વાસો વસે, ગાજંતે ઘનઘોર;
પરમેશ્વર મસ્તક ધરે, માનનિ એ તો મોર.

ઉત્તર—મોર

૧૮૦

પ્રશ્ન

કણ શોભીતા કહેવાય, જમે નહિ જન પણ કોઈ;
મરદ વધારે માન, માનિની રહે મન મોટી;
સાર ગણે સંસાર, ભૂપ પણ ગણે ભલાઈ.
અતિ ઉજ્જવળ અંગ, સંગ શોભિત સદાઈ;
ગોળાકારે ગુણવંત છે, પ્રસન્ન મન પૂર્ણ કરે;
એ પતિ તુર્ત લાવજો તમે, શામળ કહે સોળે સરે.

ઉત્તર

મોતી મંગાવ્યા માનિની, લક્ષ્મી બંધન લાજ;
હંસ ચરે હેતે કરી, તે કામિનીને કાજ.

૧૮૧

કાળો છે પણ કાગ નહિ, દરમાં જાય પણ ઉંદર નહિ;
ઝાડ ઉપર ચઢે પણ વાનર નહિ, ચાર પગ પણ ઢોર નહિ.

ઉત્તર—મંકોડો

૧૮૨

પ્રશ્ન

પવન પ્રખણુ અરિપર ચઢે, તેની સ્ત્રીનો તાત;
તે પર પથરા પાથર્યા, એ આપે સુખ શાંત.

ઉત્તર

સર્પનો શત્રુ ગરૂડ, તેના સવારની સ્ત્રી;
( વિષ્ણુ–કૃષ્ણુ ) તે લક્ષ્મી, તેના પિતા સમુદ્ર;
તે સમુદ્ર ઉપર રામે પાર બાંધી તે રામચંદ્રજી.

૧૮૩

ઉંચેથી પડી પણ ભાંગી નહિ, અને કકડા થયા ચાર;
વગર પાંખે ઉડી ગઈ, તમો તેનો કરો વિચાર.

ઉત્તર—રાત

૧૮૪

પ્રશ્ન

પેલું મંગળ વર્તતાં, વનિતા બોલી વાણુ;
રાતી વસ્તુ વખાણીયે, તમો છો ચતુર સુજાણુ.

ઉત્તર

રાતી પાની પગ તણી, રાતા અધર પ્રતાપી;
રાતો રંગ મજીઠનો, શુક નાસા પણ લાલ.

૧૮૫

લાકડાની મરઘીને લોઢાની ચાંચ;
આખો દહાડો ખદેડીયે, તો ઈંડા મૂકે પાંચ.

ઉત્તર—રેંટિયો

૧૮૬

નર એક ફરતો કુકડી, માથે શિંગજ એક;
ચાંચ વિના ચૂગે ઘણું, વર્ણવી કરો વિવેક.

ઉત્તર—રેંટિયો

૧૮૭

દધી સૂત દધી સૂતને પીઓ, દધી સૂત વેગે બોલાય;
દધી સૂતા જો આવે નહિ, તો દધી સૂતકો જીવ જાય.

ઉત્તર—લક્ષ્મી

૧૮૮

રામ જજો ચોટડે,
લાવજો હરધર ને હીર;
પણ એક વસાણું એવું લાવજો
કે જેને માથે ચાર શીંગ.

ઉત્તર—લવીંગ

૧૮૯

ચાર પગારો મૃગલો, મારી નાંખ્યો મેદાન;
વાણીયા, બ્રાહ્મણ જમી ગયા, રામ કરો વિચાર.

ઉત્તર—લવીંગ

૧૯૦

ઉનાળે શિયાળે નીપજે, ચોમાસે જડ જાય;
નહી થડને ડાળ પાંખડી, તે વર્ણ અરાઢે ખાય.

ઉત્તર—લવણ (મીઠું)

૧૯૧

વૃક્ષ નહિ નહિ વેલ, નહિ પત્રે નહિ ફુલ;
નહિ બીજ વાવેત્ર, કહે કણ અતિ અમૂલ્યે;
ગુણ જશ અપરમ પાર, દેશ બાધામાં દીઠો;
દેવ દનુંજ નૃપ રંક, ગણે અમૃતથી મીઠો;
છે મોંઘા ગુણ મોતી થકી, સોંઘામાં સોંઘો સદા;
કવિ શામળ કહે શોધી જુઓ, કોઈએ નવ
તજીયો કદી.

ઉત્તર—લવણ

૧૯૨

પ્રશ્ન

ચતુરા ચંચળ ચાલતી, થાકી ગઈ કો દીશ;
પાછી લાગી દોડવા જ્યારે છેદ્યું શીશ.

ઉત્તર

લક્ષણવંત લેખણ કહી, થાકી ( તે ) ભાગી ચંચ;
શિષ કરે સમી થઈ, પરમાણી કહે પંચ.

૧૯૩

પ્રશ્ન

ચંચુ પણ ચકવી નહિ, માર્જારિ મુખ શ્યામ;
બે જીભો નહિ નાગણી, નરપત કહો તે નામ.

ઉત્તર

ડાહ્યાના દિલમાં વસે, પંડિતને પ્રિય પૂર;
લક્ષણ જોતાં 'લેખણી' નાણાવટીનું નૂર.

૧૯૪

વદન શામ ગીરૂં વપુ, અમી ઝરંતી આપ;
તેના સૂત થકી મટે, વિજોગિનીનો સંતાપ.

ઉત્તર—લેખિનીના અક્ષર

૧૯૫

પ્રશ્ન

નિત્યે પાવક પરજળે, મૃત સજીવન થાય;
કામની પૂછે કંથને, એ કહોનું ઘર કહેવાય.

ઉત્તર

અગ્નિ થકી લોઢું ગળે, જીવતી ધમણો સાર;
મંદિર કહ્યું તેં માનની, લક્ષ વસા 'લોહાર.'

૧૯૬

અતિશય મોટું મુખ, બેય પાસાથી સરખું;
એકજ સીંગ અનૂપ, વિના પાણી તે પરખ્યું;
લક્ષ હજારો લોક, સો રહે તેને શરણે;
નિર્મળ સાથે નેહ, ચાલ ચાલે પર ચરણે;
સમશ્યા છે સાગર જેવડી, અક્કલવંત કહે આવડ્યું;
શામળ કહે છે શીખવું, નક્કી કહો જો નાવડ્યું.

ઉત્તર—વહાણ-નાવડું

૧૯૭

તાણો તાણો તક તાણો, તાણો મજકા ડેરા;
હાથી ઉપર ઘંટ વાગે, દેખ તમાસા મેરા.

ઉત્તર—વલોણું

૧૯૮

ત્રણ તસુનું લાકડું, ચડ્યું સુતારી હાથ;
તેના કીધા રેટિંયા, ૧૨ ઘાણીને ૬૪ લાટ.
અને વધે તેટલું પાછું આપ.

ઉત્તર

## વરસની ઋતુ, મહિના, પક્ષ અને દિવસ.

૧૯૯

એક વડને ત્રણ થડ ને થડે થડે ભુજ ચાર;
ભુજે ભુજે ત્રાંસ આંગળા, અને આંગળીયે નખ આઠ;
નખે નખે ત્રીસ કુમતાં, ને કુમતડે પાંખડીયે સાઠ;
એ સરવ મળીને એક છે, તે પંડિત વિચારો વાત.

ઉત્તર—વર્ષ

૨૦૦

હરી આયો જવ હરી ભયો, હરી ગયો હરીની પાસ;
હરી હરી એ મીલ ગયો, તબ હરી ભયો નિરાશ.

ઉત્તર—વરસાદ, સાપ, દેડકો.

૨૦૧

પ્રશ્ન

રંક વરણ અરાડમાં, જે વડે છાજે રાજ;
કહો ઉત્તર ધીરજ રાખીને, કોણ હશે તે જાત.

ઉત્તર

ડાહ્યો અક્કલ આગળો, સર્વ કળાનો સૂત્ર;
નારી મેં તે ઓળખ્યો, "વણિક" કેરો પુત્ર

૨૦૨

બાર ગજ બાસતો,
તેર ગજ તાસતો;
ધોબીથી ધોવાય નહિ,
દરજીથી સિવાય નહિ

એ શું હશે ?

ઉત્તર—વાદળ

૨૦૩

માથે મારે, મોઢે ચીરે, નહિ જાય પેટમાં દાણો;
જવાબ દેતાં ન આવડે તો, પૈની અક્કલ આણો.

ઉત્તર—વાંસલો

૨૦૪

દશ મસ્તક ને વીશ ભૂજા, ચાળીસ પગે ચાલે;
શાણા તમે સમજજો, ભર્યા બજારે મ્હાલે.

ઉત્તર—૧૦ શેર, ૨૦ શેર,
૧ મણ.

૨૦૫

ચાર પોં ધરતી ધરે, ને ચાર પોં આકાશ;
ચાર નેન દો પૂંછડાં, પંડિત કરો વિચાર

ઉત્તર—વાંદરી-પેટ વળગાડેલાં
બચ્ચાં સાથે.

૨૦૬

ઝડપ હેતીક જમનીબાઈ, ઝબક ચાલી જાય;
જેના ઉપર પડતી તેને, ભસ્મ કરતી જાય.

ઉત્તર—વીજળી

૨૦૭

કોરો કાગળ કડકડે, અને વા'માં ઉડયો જાય;
રાજા પૂછે રાણીને એ તે શું કહેવાય!

ઉત્તર—વીજળી

૨૦૮

બાળા અક્ષર બેજ, નાર નીચી ને નાની;
નહિ કર પદ નહિ નેન, સરવ કોને મન માની;
નારી સાથે નેહ, રહે નારીને સંગે;
ઉદર એહને ગર્ભ, રાચે સૌ તને રંગે;
તે નારી નારીને ગળે, તો હથ રૂડી દીપશે;
શંગાર સોળમાં શોભશે, તો જશ તારો જીતશે.

ઉત્તર—રત્નજડિત વીંટી

૨૦૯

નારીએ નારી ગળી, જેથી શોભે દેહ;
એ મને આપી પરવરો, મહિપત મેળાવો થાય.

ઉત્તર—વીંટી

૨૧૦

નાનો સરખો બેટો, દીઠો બાવન વીર;
જ્યારે ચડાવે કામઠી, તાકી મારે તીર.

ઉત્તર—વીંછી

૨૧૧

સાત બંધે બાંધીયો, નારીને વહાલો જેહ;
કુમાર પૂછે પ્રિતથી, અમ આગળ કહો તેહ;

ઉત્તર—વેણી

૨૧૨

મેહેતા રે મેહેતા, કીસ ગલીમેં રહેતા;
કોંચ કુવેકા પાણી પી કર; પત્તોમેં છૂપ રહેતા.

ઉત્તર—વેંગણ

૨૧૩

કાળી ટોપી, લીલા ઝગા,
આવ્યા છે, પરદેશી સગાં;
રાખશો તો રહીશું, નહિતો
છ મહિનામાં જઈશું.

ઉત્તર—વેંગણ

૨૧૪

જુવતી જાતે ઉજળી, મુખ નાસા ને નેણ;
અન ઉદક નિંદ્રા નહિ, વહે ન વહને વેણ.

ઉત્તર—સર્પની કાંચળી

૨૧૫

વણકર વિના વણ્યા ચીર, અને છીપા વગર પડી ભાત;
કહો શામળીયા આ તે કઈ નવી વાત.

ઉત્તર—સાપની કાંચળી

૨૧૬

નારી છે નવરંગ, નહિ મા-બાપની સૃષ્ટિ;
નહિ બીજ વાવેત્ર, નહિ નિપજાવે વૃષ્ટિ;
નહિ અવની આકાશ, નહિ કોઈ તેનું જોડું;
છે મુખ નાસા નેણ, પૂંછ પણ પરઠ્યું પોઢું;
તે નારી નારીએ નથી જણી, સ્વરૂપ ઉજ્જવળ સાચલ;ી
પરખો તો પહેરો પાઘડી, નહિ તો પહેરો કાંચળી.

ઉત્તર—સાપની કાંચળી

૨૧૭

માથા કેરો ગોફણો, વળી હૈયા કેરો હાર;
દહાડે કરૂં દીકરો, રાતે કરૂં ભરથાર.

ઉત્તર—સાડલો

૨૧૮

મુઠી જેવડો માટીડો, તેને સુપડા સરખી દાઢી;
શાણા તમે સમજજો, તે કામ આવે છે દહાડી.

ઉત્તર—સાવરણી

૨૧૯

મૃતક મધુરૂં બોલચરે, જેને અધિરા વશજ હોય;
તે સાદ શેનો હશે, બતલાવો મુજ સોય.

ઉત્તર—સારંગી

૨૨૦

નગરમાં નાગી ફરે, અને વનમાં પહેરે ચીર;
તે ફળ લાવજો તમે, મારી નણદલના વીર.

ઉત્તર—સોપારી

૨૨૧

પાંચ વેંતનું પુતળું, મુખે લોઢા દંત;
નારી સાથે નિત્ય લડે, તે કહોની મારા કંથ.

ઉત્તર—સાંબેલું

૨૨૨

રાધાવર કે કર વસે, ચાર હરફ ગીણુ લ્યો;
પ્રથમ હરફ છોડકે, બચે સો અમકુ દયો.

ઉત્તર—સુદર્શણ (ચક્ર)

૨૨૩

નીચી નારી બે પગી, વળી નારી નામે નામ;
તે તમે મોકલાવજો, વસે છે ગુણિકા ગામ.

ઉત્તર—સુડી

૨૨૪

પીપળ પાન ખરંતતા, હસતાં કુંપળીઆં;
અમ વીતી તમ વીતશે, ધીરે બાપુરીઆં.

ઉત્તર—સુખ—દુઃખ

૨૨૫

પ્રશ્ન

સોળ સખીઓ રંગ રમે, વહાલા ત્રણ કુમાર;
તે મેં તજ્યું આજથી, કહો એ તે કોણ?

ઉત્તર

રાજ લેતા રાજવી, દેખીતા જડ રેહ;
હારજીત હોડે કરે, શ્યામા સોગટા તેહ.

૨૨૬

નગર એક નવરંગ, દિસે ચારે દરવાજા;
વરણ ચારનો વાસ, જગત જશ મહિમા ઝાઝા;
મંદિર છન્નું મહાન, પડે પાદર ત્રણ પાસા;
કરે રાજ બે વીર, ક્ષત્રિવટથી તે ખાસા;
સુંદર સાહેલી સોળ છે, રમત રમે તે શુ નિત્યે;
તે કવણ નારીને નગરશું, ચાતુર જન ચેતો ચિતે.

ઉત્તર—સોગટાંબાજી

૨૨૭

ગલી એક ઘર ચાર, નગર છન્નેવ પરમાણે;
કે જે ઘર ચાતુર નાર, ખબર ચારોકી લાવે;
મરકટ મરે ને ફીર લડે, લોથ પર લોથ બિછંદે;
કહે કવિ ચાલે સત્યથી, તો નહિ આવે ફંદે.

ઉત્તર—સોગટાંબાજી

૨૨૮

પુરુષ એક વર વૃદ્ધ, ખરી તેને ખટ નારી;
તેને બે–બે તનુજ, તનુજને સુંદરી સારી;

એક શ્વેત એક શામ, પુત્ર પછી તેના ઝાઝા;
પંદર પંદર પ્રમાણુ, તેહ વળી કહીએ તાજા;
જે નામ માત્રનો નાશ છે, ક્રોડ શાસ્ત્ર કહે છે કથી;
પણુ શામળ એ પરિવારનો, નાશ કોઈ કાળે નથી.

ઉત્તર—સંવત્સર

૨૨૯

અચરત એક અપાર, વપૂ જોતાં વાંકડીયું;
પાછળ પૂંઠ વિશાળ, શોભતું મુખ સાંકડીયું;
રૂપ બહુ બહુ નામ, ઘણી બાબત મુખ બોલે;
છત્રીશ રાગનિ છત્ય, દશે દિશમાં તે ડોલે;
બોલાવ્યું બોલે નીચ ઘેર, ઊંચ અમીરને વશ કરે;
શામળ કહે સમશ્યા શોભતી, ધારક રૂડા મન ધરે.

ઉત્તર—શરણાઇ

૨૩૦

પ્રશ્ન

શામ, નીલ ને પીત વળી, વસ્તુ શ્વેત વખાણુ;
કહો એટલું કંથજી, જો છો ચતુર સુજાણુ.

ઉત્તર

શામ તો કીકી આંખની, શામ ભમર શુભ ભાગ;
શામ તો અંજન આંજીયું, શામ તો વેણી નાગ.

લીલી પહેરી કંચુકી, નીલ કમળનું ફુલ;
નીલું કંકણ ચૂડલે, નીલું ત્રાજું અમૂલ્ય.
પીળું સુવર્ણ શોભતું, પીળી કેસર આડ;
પીળાં પટકુળ પેરિયાં, જોતાં મોહ પમાડ.
શ્વેત નેણ છે શોભીતાં, શ્વેત શશિ સમ મુખ;
શ્વેત હાર મોતી તણાં, જોતાં ભાખે ભૂખ.

૨૩૧

કાદવમાં જે ઘર કરે, જળમાં પેસી નાય;
મારે મસ્તક મરે નહિ, પણ આંખ ફૂટે જીવ જાય.

ઉત્તર--શેરડી

૨૩૨

તરૂણી અક્ષર ત્રણ, પાતળી સોટા સરખી;
રસમય રૂડું રૂપ, પંડિતે પ્રીતે પરખી;
સપૂત ત્રણ સંતાન, દેવને દુર્લભ દીઠાં;
ત્રણ લોકમાં તત્વ, એહનાં અમૃત મીઠાં;
માનની મન માને તે થકી, આણુ આણુ રે આ ઘડી;
શામળ કહે સહેજે સમજજો, કહેશો કામિની શેરડી.

ઉત્તર—શેરડી

૨૩૩

પ્રશ્ન

ઊંચે સરોવર નીચે જડ, તે પક્ષી જાત ના પીએ;
પ્રિત તમારી હોય તો, હોંશથી મુજને દીએ.

ઉત્તર

રાજા કહે સુણુ સુંદરી, શું પૂછયું મુજ એહ;
તેં ભેદે કરી ભાળવ્યા, શ્રીફળ કહીયે તેહ.

૨૩૪

જે મધ્યે ગંગા વહે, જટા ધરાવે શિશ;
નેત્ર ત્રણ્ય પણ તે કહી, નહિ ઉમિયા પતિ ઇશ.

ઉત્તર—શ્રીફળ

૨૩૫

અર્ધ વસે કૈલાસે, અર્ધ ગાયક મંદિરે;
સંપૂર્ણ વણિકને હાટે, એ કહે તે ખરો પંડિત.

ઉત્તર—હુરતાલ

૨૩૬

કંથા કાતરણી શીદ લાવીયા, છો લંકાપત રાય;
નરેણી તુજને નહી રહે, ચીપટ બેસે કાય.

ઉત્તર—હજામ

૨૩૭

નામ એક પણ નર બહુ, કામની એક, બે કંથ;
આયુષ્ય બેનું સરીખડું, ચતુર વિચારો ચંત.

ઉત્તર—હાથ ( બે હાથ )

૨૩૮

લવીંગીયા વાડીમાં લવીંગીયાં ફુલ;
કાચા ઉતરે અને પાકાના મૂલ.

ઉત્તર—હાંડલા ( હાંલ્લા )

૨૩૯

આથરી પર પાથરી, ઉપર વેરી છારી;
માંહે લઠીંગા પેઠ ગયા, તો ટપટપ મારી.

ઉત્તર—હાંલ્લી

૨૪૦

હતી ત્યારે હું હતી, માર ખાધો પણ મેં;
પરણ્યા પછી મારે તો, મરદ વખાણું તને.

ઉત્તર—હાંલ્લી

૨૪૧

પ્રશ્ન

નામ જોતામાં નાર, અંત્રિક્ષ અવનિ પર સાંધી;
વિના ગુન્હે વણ વાંક, રહે લોહ પાશે બાંધી,
માનવ જણ બેચાર, ચઢી હ્રદયાપર બેસે;
આધી પાછી જાય, ફરી ઠેકાણે પેસે;
ચીસો નાંખે ચોમુખે, દયા ન આણે કો દેહમાં;
પંડિત હશે તે પારખે, નર નારીના નેહમાં.

ઉત્તર

શાબાશ વિપ્ર સુલક્ષણા, કહ્યું તમ મોટમ માટ;
તમોએ કહ્યું અમો લહ્યું, ખાંતે હિંદોળા ખાટ.

૨૪૨

નારીએ એક નર ગળ્યો, શોભે તેથી હોય,
તે સ્ત્રી આપ પરવરો, મહીપત રોજ મેળાવો થાય.

ઉત્તર—હીરાની વીંટી

૨૪૩

મડમ જૈસી બોલી, બંદર જૈસા માથા;
બંદર જૈસી દૂમ હલાવે, એ જનાવર કૈસા.

ઉત્તર—હુક્કો

૨૪૪

સુંદર વાડી જળ ભરી, ઉપર ભરી આગ;
જબ બજાઈ મેં બાંસુરી, તબ નીકળ્યો કાળો નાગ.

ઉત્તર—હુક્કો

૨૪૫

થોડું ગજવું ને ગુંચવણ ઘણી, નર ગયો છે નારી ભણી;
નારી દેખી નર ઝાંખો થયો, ને નારી પાસે બેસી રહ્યો.

ઉત્તર—હેડબેડી

૨૪૬

કાકા કહેતાં કંઈ ન લાગે, મામા કહેતાં લાગે;
લીલી દરાખે કંઈ ન લાગે, અને લાગે જાંબુ ચાવે.

ઉત્તર—હોઠ

# પહેલી



૨૪૭

આગ લાગે ફૂલે ફૂલ, સીંચત જાવે સુખ;
મૈં તોહિ પૂછોં એ સખી, ફૂલ કે ભીતર ફળ.

ઉત્તર--અનાર (આતિશબાજી)

૨૪૮

નામ દો અક્ષર ચારકો, બિના કાનો બિન માત;
સ્વજન તેરે મિલન કો, ઓહી પુરુષ કે હાથ.

ઉત્તર—અન્ન-જળ

૨૪૯

આના જાના ઉસકા ભાએ, જિસ ઘર જાએ લકડી ખાએ.

ઉત્તર—આરી[1]

૨૫૦

શ્યામ બરન ઓર દાંત અનેક, લચકત જૈસી નારી;
દોનોં હાથ સે ખુસરો ખીંચે, ઓર કહે તું આરી.

ઉત્તર—આરી

૨૫૧

ઈધર કો આવે ઉધર કો જાવે, હરહર ફેર કાટ વહ ખાવે;
ઠહર રહે જિસ દમ વહ નારી, ખુસરો કહે વહે કો આરી.

ઉત્તર—આરી

---

૧ લાકડા ચીરવાનું એક હથિયાર. નાની કરવતી.

૨૫૨

એક ચાલ મોતી સે ભરા, સબકે સિર પર ઓંધા ધરા;
ચારોં ઓર વહ થાલી ફિરે, મોતી ઉસસે એક ન ગિરે.

ઉત્તર—આકાશ

૨૫૩

હાથ મેં લીજે, દેખા કીજે.

ઉત્તર—આરસી

૨૫૪

ફરાસી બોલી આઈના, તુર્કી ઢૂંઢી પાઈના;
હિન્દી બોલી આરસી આયે, ખુસરો કહે કોઈ ન બતાએ.

ઉત્તર—આરસી

૨૫૫

જા ઘર લાલ બલૈયા જાય, તાકે ઘરમેં દુંદ મચાય;
લાખન મન પાની પી જાય, ધરા ઢકા સબ દરકા ખાય.

ઉત્તર—આગ

૨૫૬

પૌન ચલત વહ દેહ બઢાવે, જલ પીવત વહ જીવ ગંવાવે,
હૈ વહ પ્યારી સુન્દર નાર, નાર નહિ પર હૈ વહ નાર.

ઉત્તર—આગ

૨૫૭

આવે તો અંધેરી લાવે, જાવે તો સબ સુખ લે જાવે;
ક્યા જાનું વર કૈસા હૈ, જસા દેખો વૈસા હૈ.

ઉત્તર—આંખ

૨૫૮

શ્યામ બારન પર હરિ નહિં, જટા ધરે નહિ ઈસ;
ના જાનૂં પિયા કૌન હૈ, પંક લગાયે સીસ.

ઉત્તર—કસેરૂ

૨૫૯

આદિ કટેતેં સબકો પારે, મધ્ય કટેતેં સબકો મારે;
અંતર કટેતેં સબકો મીઠા, સો ખુશરો મેં આંખન દીઠા.

ઉત્તર—કાજલ

૨૬૦

જલ કર ઉપજે, જલમેં રહે, આંખો દેખા ખુસરુ કહે.

ઉત્તર—કાજલ

૨૬૧

[1]કીલી પર ખેતી કરે, ઔર પેડમેં દેદે આગ;
રાસ ઢોએ ઘરમેં રખે, વહ જાએ રહ રાખ.

ઉત્તર—કુંભાર

૨૬૨

માટી રોદૂં[2] ચક ધરૂં, ફેરૂં વારંવાર;
ચાતુર હો તો જાન લે મેરી જાત ગંવાર.

ઉત્તર—કુંભાર

૨૬૩

કૈવા ગયાતા બાગમાં, દીઠું દાચક માર;

---

૧ કુંભારના ચાકની વચ્ચે જડેલી ખુંટી. ૨ મસળીને—ચોળીને.

જેને વીશ પગ ને, લોચન બાર;
હાલે ચાલે ને પૂંછડી ચાર.

ઉત્તર—કોલું (શેરડી પીલવાનું)

૨૬૪

નારી સે તૂ નર ભઇ ઓ શ્યામ બરન[1] ભઈ સોય,
ગલી ગલી કૂકત ફિરે, કોઈ લો કોઇ લો લોય.

ઉત્તર—કોલસા

૨૬૫

સોનેકી વહ નારી કહાવે, દાલ ચાવલકે મોલ વિકાવે.

ઉત્તર—કંચની[2]

૨૬૬

છે ચક્ર સહિત નહિ કૃષ્ણ, બેલ વાહન નહિ શંકર;
તે બીના પંખસે ઉડે ફીરે, જી દેશ દેશાંતર નાચ
રંગ ધુની કરે;
શબ્દ ચોખંડ સુણાવે, બીના ચાંચસે ચુગે,
ઉદર ભર ભોજન લાવે, નિર્ખત[3] નાર,
સબકો કહે પુરુષ આશ;
પૂરે સહી, કવિ પૂછત સર્વકું, કે એસી નારી
જુગમે કોણ ભઇ ?

ઉત્તર—ગાડી

૨૬૭

એક નારીકે હૈ દો બાલક, દોનોં એક હિ રંગ;
એક ફિરે એક ટાઢા રહે, ફિર ભી દોનોં સંગ.

ઉત્તર—ચક્કી

---

૧ વર્ણ—રંગ. ૨ વેશ્યા. ૩ જુવે.

૨૬૮

મિલા રહે તો નર રહે, અલગ હોય તો નાર;
સોનેકા સા રંગ હૈ, કોઇ ચતુરા કરે વિચાર.

ઉત્તર—ચણા

૨૬૯

એક પુરુષ બહુત ગુન ભરા, લેટા જાગે સોવે ખડા,
ઉલટા હોકર ડાલે બેલ, યહ દેખો કરતારકા ખેલ.

ઉત્તર—ચરખો-રેંટિયો

૨૭૦

નઇ કી ઢીલી, પુરાનીકી તંગ;
બૂઝો તો બૂઝો નહિં ચલો મેરે સંગ.

ઉત્તર—ચલમ

૨૭૧

ચાલીસ મન કી નાર રખાવે, સૂખી જૈસે તીલી,
કહને કો પર્દે કી બીબી, પર વહ રંગ રંગીલી.

ઉત્તર—ચલમ

૨૭૨

ચાર અંગુલ કા પેડ, સવા મન કા પત્તા;
ફૂલ લગે અલગ અલગ, પક જાય ઇકઠા.

ઉત્તર—ચાક

२७३

ચટાળ પટાળ કબસે ? હાથ પકડા જબસે,
આહ આવે કબસે ? આધા ગયા જબસે;
ચૂપચાપ કબસે ? સારા ગયા જબસે.

ઉત્તર—ચૂડિયાં

२७४

ચારોં દિશાકી સોલહ રાની, તીન પુરુષકે હાથ બિકાની,
મરના જીના ઉસકે હાથ, કભી ન સોવેં વહ એક સાથ.

ઉત્તર—ચૌસર[1]

२७५

ડાલા થા સબ કો મન ભાયા, ટાંગ ઉઠા કર ખેલ બનાયા;
કમર પકડે કે દિયા ઢકેલ, જબ હોવે વહ પૂરા ખેલ.

ઉત્તર—ઝુલા

२७६

મારો તો વહ જી ઉઠે, બિન મારે મર જાય;
કહે પહેલી બીરબલ, મુર્દા આટા ખાય.

ઉત્તર—તબલા

२७७

એક નાર કૂવેમેં રહે, વાકા નીર ખેતમેં વહે,
જો કોઇ વાકે નીર કો ચાખે, ફિર જીવન કી આસ ન રાખે.

ઉત્તર—તલવાર

---

૧ ચોપાટ નામની રમત.

२७८

એક નારી વહ હૈ બહુરંગી, ઘરસે બાહર નિકસે નંગી;
ઉસ નારીકા યહી સિંગાર,[1] સિરપર નથની મુંહપર વાર.

ઉત્તર—તલવાર

२७९

ઈક નારી હૈ બીહડ[2] નંગી, ઝટપટ બન જાતી હૈ જંગી;
રક્ત પિયાસી ખાસી રહ, ખાસૂ કેરિ ખગનિયા કહૈ.

ઉત્તર—તલવાર

२८०

વાત કી વાત, ઠઠોલી કી ઠઠોલી,[3]
મરદ કી ગાંઠ, ઓરતને ખોલી.

ઉત્તર—તાળું

२८१

રંગબેરંગી એક પક્ષી બના,
છોટી ચોંચ ઓર કાટે ઘના;
[4]તીસ તીસ મીલ બીલમેં બસે,
જીવ નહિ અરૂ ઉડકે ડસે.

ઉત્તર—તીર

२८२

અરથ તો ઇસકા બૂઝેગા, મુંહ દેખો તો સૂઝેગા.

ઉત્તર—દર્પણ

---

૧ શૃંગાર. ૨ ભયંકર. ૩ દિલ્લગી. ૪ ત્રીસ ત્રીસ સાથે મળીને દરમાં રહે છે.

૨૮૩

ઝિલમિલ[1]કા કુંઆ, રતન કી ક્યારી;
બતાઓ તો બતાઓ, નહિ તો દૂંગી ગારી.

ઉત્તર—દર્પણ

૨૮૪

જબ કાટો તબ હી બઢે, બિન કાટે કુમ્હિલાય;
અસી અદભૂત નારકા, અન્ત ન પાયો જાય.

ઉત્તર—દીપશિખા

૨૮૫

એક રાજા કી અનોખી રાણી, નીચેસે વહ પીવે પાની.

ઉત્તર—દીવાની વાટ

૨૮૬

એક નાર ને અચરજ કિયા, સાંપ માર પિંજરેમેં દિયા;
જોં જોં સાંપ તાલકો ખાએ, તાલ સૂખ સાંપ મર જાએ.

ઉત્તર—દીવાની બત્તી

૨૮૭

બાલા થા જબ સબકો ભાયા, બઢા હુઆ કછુ કામ ન આયા;
ખુસરો કહ દિયા ઉસકા નાંવ, અર્થ કરો યા છોડો ગાંવ.

ઉત્તર—દીવો

---

૧ ચમકતી રોશની

૨૮૮

આધા નર આધા મૃગરાજ, જુદ્ધ બિઆહે આવે કાજ,
આધા ટૂટિ પેટમાં રહે, બાસૂ કેરિ ખગનિયા કહે.

ઉત્તર—નરસિંહ

૨૮૯

નરનારી હમ એકૈ દીઠે,
જોં જોં બોલે તોં તોં મીઠે;
એક નહાય એક સેકન હારા,
કહે ખુસરો નહિં ફીચ નગારા.

ઉત્તર—નગારૂં

૨૯૦

હાડ[1] કી દેહી ઉજ્જલ રંગ, લિપટા રહે નાર કે સંગ;
ચોરી કી નાખૂન કિયા, વાકા સિર ક્યોં કાટ લિયા.

ઉત્તર—નખ

૨૯૧

વીસોં[2] કા સિર કાટ લિયા, ના મારા ના ખૂન કિયા.

ઉત્તર—નખ

૨૯૨

દેખી એક અનોખી નારી,
ગુન ઉસમેં એક સબ સે ભારી;
પઢી નહિં અરૂ અચરજ આવૈ,
મરના જીના તુરત બતાવે.

ઉત્તર—નાડી

---

૧ ચામડી. ૨ વીસ.

૨૯૩

તિતિયા દેખી એક અનોખી, ચાલ
ચલતિ હૈ ચલબલ ચોળી;
મરના જીના તુરત બતાય,
નેકુ ન અન્નહુ પાની ખાય;
હાથન માં હૈ મોરે રહૈ,
ખાસુ કેર ખગનિયાં કહૈ.

ઉત્તર—નાડી

૨૯૪

કર બોલૈ કર હી સુને, શ્રવન સુને નહિં તાહિ;
કહૈં પહેલી બીરબલ, સુનિયે અકબર સાહિ.

ઉત્તર—નાડી

૨૯૫

એક નાર તરવરસે ઉતરી મા, સો જનમ ન પાયો;
બાપ કો નાંવ જો વાસો પૂછ્યો, આધો નાંવ બતાયો;
આધો નાઁવ બતાયો ખુસરો, કૌન દેસકી બોલી,
વાંકો નાઁવ જો પૂછ્યો મૈંને, અપને નાઁવ ન બોલી.

ઉત્તર—નિબોલી

૨૯૬

[1]ધૂપોંસે વહ પૈદા હોવે, છાંવ[2] દેખ મુઝાયે;[3]
એરી સખી મેં તુઝસે પૂછું, હવા લાગે મર જાએ.

ઉત્તર—પરસેવો

---

૧ તડકો—ગરમી. ૨ છાયા—શિતળતા. ૩ મુંઝાય.

૨૯૭

એક ગુનીને યહ ગુન કીના, હરિયલ[1] પિંજરેમેં દે દીના;
દેખો જાદુગર કા હાલ, ડાલે હરા નિકાલે લાલ.

ઉત્તર—પાન

૨૯૮

સાત કબૂતર સાતે રંગ, મહલમેં જાવેં એક હિ રંગ.

ઉત્તર—પાન

૨૯૯

ખેત મેં ઉપજે સબ કોઈ ખાય, ઘરમેં હોવે ઘર ખા જાય.

ઉત્તર—ફૂટ

૩૦૦

એક અચમ્બા દેખો ચલ, સૂખી[2] લકડી લાગે ફૂળ;
જો કોઈ ઇસ ફૂળ કો ખાવે, પેડ છોડ કહિં ઓર
ન જાવે.

ઉત્તર—બરછી

૩૦૧

ઉજ્જલ બરન અધીન તન, એક ચિત્ત દો ધ્યાન;
દેખત મેં તો સાધુ હૈ, પર નિપટ પાપકી ખાન.

ઉત્તર—બક[3]

૩૦૨

અચરજ બંગલા એક બનાયા, ઉપર નીંવ તલે ઘર છાયા;
વાંસ ન બલ્લી બન્ધન ઘને, કહ ખુસરો ઘર કૈસે મને.

ઉત્તર—બએકા ઘોંસલા[4]

---

૧ લીલા. ૨ સુકી. ૩ બગલો. ૪ માળો.



૬

३०३

એક નાર વહ ઓષધ ખાએ, જિસપર થૂકે વહ મર જાએ;
ઉસકા પી જબ છાતી લાય, અંધા નહિ કાના હો જાય.

ઉત્તર—બંદૂક

३०४

શ્યામ બરન પીતામ્બર કાંધે, મુરલીધર નહિં કોઈ;
બીન મુરલી વહ નાદ કહત હૈ, બિરલા બૂઝે કોય.

ઉત્તર—ભ્રમર ( ભમરો )

३०५

આગે આગે બહિના[1] આઈ, પીછે પીછે ભઈયા[2];
દાંત નિકાલે બાબા આયે, બુરકા[3] ઓઢે મૈયા.

ઉત્તર—ભુટ્ટા[4]

३०६

એક તરુવર કા ફલ હૈ તર, પહલે નારી પીછે નર;
વા ફલકી યહ દેખો ચાલ, બાહર ખાલ[5] ઔર ભીતર બાલ.

ઉત્તર—ભુટ્ટા

३०७

એક નાર તરવરસે ઉતરી, સર પર બાકે પાઁવ;
ઐસી નાર કુનાર કો મૈં ના દેખન જાંવ.

ઉત્તર—મૈના

३०८

એક દિન જમુના તટ ગયે, રાધા અરૂ ભગવાન;
કર જોડી બિનતી કરે, મેને છોડે પ્રભુ ગુમાન;

---

૧ બહેન. ૨ ભાઈ. ૩ બુરખો. ૪ મકાઇ. ૫ ચામડી.

તબ હસી મન બિચાર રહે, મન સમજી ચતુર સુજાણ;
હે પ્યારી મેને આજ દિયો, તોહી કુશળ કલ્યાણ.

ઉત્તર—મોક્ષ

૩૦૯

સર પર જાલી, પેટસે ખાલી, પસલી દેખ એક એક નિરાલી.

ઉત્તર—મોઢું

૩૧૦

શિર પર સૌહે ગંગજલ, મુંડમાલ ગલે માંહિં;
વાહન વાકો વૃષભ હૈ, શિવ કહિયે કે નાહિં.

ઉત્તર—રહેંટ

૩૧૧

બે ચક્ર સહિત નહિ કૃષ્ણ, બેલ વાહન નહિ શંકર;
તે બીના પંખસે ઉડ ફીરે, જી દેશ દેશાંતર નાચ
રંગ ધૂની કહે.
શબ્દ ચોખંડ સુણાવે, બીના ચાંચસે ચૂગે,
ઉદર ભર ભોજન લાવે, નીર્ખત નાર,
સબકો કહે પુરૂષ આશ;
પૂરે સહી, કવિ પૂછત સર્વકું, કે એસી નારી
જુગમે કોણ ભઇ ?

ઉત્તર—રથગાડી

૩૧૨

લોહે કે ચને દાંત તલે પાતે હૈં ઉસકો;
ખાયા વહ નહિં જાતા હે, પર ખાતે હૈં ઉસકો.

ઉત્તર—રૂપિયા

૩૧૩

દાનાઇ સે દાંત ઉસ પૈ લગાતા નહિ કોઈ;
સબ ઉસકો ભુનાતે હૈ પૈ ખાતા નહિ કોઇ.

ઉત્તર—રૂપિયા

૩૧૪

શીશ જટા પોથી ગહે, સેત[1] વસન[2] ગલમાહિ;
જોગી જંગમ હે નહિ, બ્રાહ્મન પંડિત નાહિ.

ઉત્તર—લહસુન[3]

૩૧૫

ભાંતિ ભાંતિ કી દેખી નારી, નીર ભરી હૈ ગોરી કાલી;
ઉપર બસેં ઔર જગ ધાવેં, ઇચ્છા કરે જબ નીર બહાવેં.

ઉત્તર—વાદળ

૩૧૬

એક નાર નૌરંગી ચંગી, વહ ભી નાર કહાવે;
ભાંતિ ભાંતિ[4] કે કપડે, પહિને લોગોં કો તરસાવે.

ઉત્તર—વાદળ

૩૧૭

હૈ વહ નારી સુંદર નાર, નાર નહિ પર હે વહ નાર;
દૂરસે સબકો છબિ દિખલાવે, હાથ કિસીકે કભૂ ન આવે.

ઉત્તર—વિજળી

---

૧ શ્વેત. ૨ વસ્ત્ર. ૩ લસણનો લીલો છોડ. ૪ જાતજાતના.

૩૧૮

આગે સે વહ ગાંઠ ગઠીલા, પીછેસે હૈ ટેઢા[1];
હાથ લગાએ કહર ખુદાકા, બૂઝ પહેલા મેરા..

ઉત્તર—વિંછી

૩૧૯

નેન અઢારે, શિશ નવ, ખટ ચરણ ભુજ ચાર;
તીન લોક તેને નમે, પંડિત કરો વિચાર.

ઉત્તર—સૂર્યનો રથ

૩૨૦

લાગ કહું લાગૈ નહિં, બરજત લાગે ધાર;
કહે પહેલી બીરબલ, સુનિએ અકબર શાહ.

ઉત્તર—હોઠ

૩૨૧

પાની પાની ભરિ ગઈ ઔર શિર પર જારી આગ;
બોલન લાગી બાંસુરી ઔર નિકસે કાલે નાગ.

ઉત્તર—હુક્કો

૩૨૨

ચંચપુટી[2] ન બકી[3] ન ચ કાકી,[4]
તોયભરા[5] ન નદી ન ચ વાપી;
સા કુશલા[6] કુશલેન[7] ગૃહીતા,
મુંચતિ વાકપદ[8] ઇન્દુ[9] ન વક્તિ[10]

ઉત્તર—કલમ

---

૧ વાંકો. ૨ ચાંચવાળી. ૩ બકુલની સ્ત્રી. ૪. કોવી. ૫ જળથી ભરેલી. ૬ હોશિયાર. ૭ ચતુરો દ્વારા રાખવામાં આવે છે તે ભાવ. ૮ વાકચરૂપી પગ રાખતી. ૯ એક પણ, ૧૦–કહે છે.

### ૩૨૩

લોહેકે ચને દાંત તાલે પાની હૈં ઉસકો,
ખાયા વહ નહિં જાતા પર ખાતે હૈં ઉસકો.

ઉત્તર—રૂપિયા

### ૩૨૪

ઠંડા દાંત ઉસ પર લગાતા નહિ કોઇ;
સબ ઉસકો ભુનાતે હું ચબાતા નહિ કોઇ.

ઉત્તર—રૂપિયા

કન્થ બજારૈ જાત હૈ, સૌદા લાયો ચારિ;
સુવા[1] મહોખા[2] બાકુલા[3], તીતર કી અનુહારિ.

ઉત્તર--પાન, કાથો, ચુનો, સોપારી

### ૩૨૫

હરી ભરી એક સુંદરી નાર, નરનારિનકા કરૈ સિંગાર;
બનઠનકર જબ કામમેં આવૈ, રક્ત વહા વૈકુંઠ કો જાવૈ.

ઉત્તર—પાન

### ૩૨૬

વિના પાંવ પર્વત ચઢૈ, બિન મુંહ આટા ખાય,
મારેસે તો જી ઉઠૈ, બિન મારે મર જાય.

ઉત્તર—તબલા

---

૧ સુવાના જેવા લીલા રંગવાળી વસ્તુ–પાનનો સંકેત. ૨ મહોખા–કથ્થઈ રંગનું એક પક્ષી–કાથાનો સંકેત. ૩ બકુલા–સફેદ રંગની વસ્તુ–ચુનાનું સૂચન. ૪ તીતર–સોપારીનો ભાવ.

૩૨૭

પાતાળ કુંવા, આકાશ પાની;
યહ પનિહારી મૈં પહિચાની

ઉત્તર—તાડી

૩૨૮

શિર પર પત્થર, પેટમેં ઉંગલી.

ઉત્તર—અંગૂઠી

૩૨૯

તું ચલ, મૈં આયા.

ઉત્તર—કિંવાડ

૩૩૦

દો પહિયે હૈં ઘોડે ચાર, આઠ સવારી સોલહ દ્વાર;
ચોસઠ ચક્કર કરતે ખોજ, હૈ મજદૂરી રૂપયા રોજ.

ઉત્તર—રૂપિયા

૩૩૧

પીળી પળી હોતી હૈ, બેસનકી નહિ બનાતે હૈં;
ખાનેકી વણુ ચીજ નહિ, પર ખાતે હુ.

ઉત્તર—ગીની

૩૩૨

ચક્રી ત્રિશૂળી ન હરો ન વિષ્ણુ, મહા બલિષ્ઠો
ન ચ ભીમસેન:

ઇચ્છાનુચારી ન યતી ન યોગી, સીતાવિયોગી
ન ચ રામચન્દ્ર.

ઉત્તર—સાંઢ

૩૩૩

છત્રધારી ન રાજા સો, જટાધારી ન ઈશ્વર:
સૃષ્ટિકર્તા ન સો બ્રહ્મા, છિદ્રકર્તા ન તસ્કર:

ઉત્તર—સોય

૩૩૪

છોટા મુંહ, બડી વાત.

ઉત્તર—બંદૂક

# ઉખાણા



"દાદીમા! દાદીમા! અમને ઉખાણા કહો?" નાની રૂપાંએ બૂમો મારતાં કહ્યું.

રૂપાંની આ વાતને ઘરનાં બધા છોકરાઓએ ઝીલી લીધી. બધા જ બોલી ઊઠયા–"હા, હા, અમને ઉખાણા કહો."

અને છોકરાઓ દાદીમાને વિંટાઇ વળ્યા. હવે દાદીમાનો છૂટકો જ નહોતો. દાદીમા બોલ્યાં–"ચાલો બહાર ચાંદનીમાં જઈએ."

અને બધા ઓટલે બેઠા. આકાશમાંથી ચાંદની ઝરી રહી હતી. ભોમ પર અજવાળું છવાઈ ગયું હતું.

દાદીમા બોલ્યાં–"ચાલો હવે શરૂઆત કરીએ. બોલો, તમારામાંથી કોઇને વાડ દોતાં આવડે છે?"

બધા ચૂપચાપ બેસી રહ્યા, પણ નાની રૂપાં ચકોર હતી તે બોલી–"હોવે."

"તો દોઇ આપ, જોઇએ?"

અને રૂપાંએ સડસડાટ બોલવા માંડયું—

૩૩૫

ફતાસાની પોળમાં, પંદર પગથીઆં,<br>
પંદર ચડવાં, પંદર ઉતરવાં;

માંહી મહાદેવનાં દર્શન કરવા.
મહાદેવની ત્રાંબાકુંડી,
નવ ગજ ઊંડી,
ઓંય ભડારી દરિયા,
કાંઠે દોઈ સોપારી.
સોપારીનાં આવ્યાં આણાં,
તરત દોહ્યાં છાણાં;
છાણાંનો પડયો ગોર,
તરત દોહ્યો મોર.
મોરની પડી પીંછી,
તરત દોડયો વીંછી.
વીંછીને પડયો આંકડો,
તરત નાઠો માંકડો.
માંકડો ચડયો ઝાડ,
તરત દોહી વાડ.

"શાબાશ ! શાબાશ !" દાદીમા બોલી ઊઠયાં.

રૂપાં બોલી–"બીજું કહો ?"

૩૩૬

"કોને શું ન હોય ?" દાદીમાએ બીજું ઉખાણું મૂકયું.

રૂપાંને આ પ્રશ્ન ભારે લાગ્યો. એ ચૂપ રહી. પણ મનુ સળવળી ઊઠયો. એ બોલ્યો–"હું કહું ?"

"બોલ જોઇએ ?"

અને મનુએ બોલવા માંડયું:—

મગને ખેતર આળો નહિ,
ઉંદરને ઉચાળો નહિ;
કણબી નાત બહારો નહિ,
ગરાશીઆ ગોઝારો નહિ;
નાગર બચ્ચો કાળો નહિ,
જાડેજાને સાળો નહિ;
ઘેલાને ગવાળો નહિ,
બ્રાહ્મણને ઘેર પાળો નહિ;
ચાટવાને ફાડ નહિ,
ઘર જમાઇને લાડ નહિ.

"વાહ, વાહ, ભારે કરી." છોકરાઓએ મનુને તાળીઓથી વધાવી લીધો.

૩:૭

"હાથીને પગે તાળું બાંધતાં કોઇને આવડે છે" દાદીમાએ ત્રીજું ઉખાણું મૂક્યું.

રૂપાં બોલી–"હું કહું ?"

"ના, તું એક બોલી છે, હવે બીજાને કહેવા દે."

જયન્તિ કહે–"હું બોલું ?"

"બોલ જોઉં ?"

અને જયન્તિએ બોલવા માંડયું—

બાવાજીનો બોકડો,
રૂમઝુમ ચાલે, પાતાળ પાણી કાઢે;
પાતાળ પાણી કાઢું,
હાથીને પગે તાળું !

" વાહ, વાહ, જયન્તિ ! " છોકરાઓ ખૂશીથી પોકારી ઊઠયા.

રમુ ગૂપચૂપ બેઠી હતી તે હવે બોલી–" દાદીમા એક ઉખાણું મને કહેવા દો. "

દાદીમાએ સંમતિ આપી. રમુએ કહ્યું—

૩૩૮

" મારા બોખા હાથીને પાઇ આપો. "

ટપુ ટપ દેતો બોલી ઊઠયો—

કુવામાં નાખ્યો ચોખો,
હાથી પાયો બોખો.

" એમ, હું કહું તે કહેશો ? "

" હા, હા. "

૩૩૯

" લંકામાંથી દોરા આણી આપો ? "

બધા જ છોકરાંઓ બોલી ઊઠયાં:—

" વેલ છે વાંકડી, બળદ છે ગોરા;
જઈશું લંકાએ અને લાવશું દોરા."

દાદીમાએ કહ્યું–" આ છેલ્લું ઉખાણું છે. બોલો કોને આવડે છે ? "

" પણ કહો તો ખરા ? " અધીરી રમુથી રહેવાયું નહિ.

૩૪૦

" રંગ રાતડો, કેડ પાતળી;
એ વર્તે તેને આપું સોનાની સાંકળી."

દાદીમાએ ઉખાણું કહ્યું.

બધા બોલી ઊઠયા—"કંકાવટી! કંકાવટી!"

૩૪૧

જરા જેટલી ચીજથી આખું ગામ જમે.

ઉત્તર—અગ્નિ

૩૪૨

ઘરમાં ઘર, તેમાં ઘર, તેમાં રમે કેસરીયો વર.

ઉત્તર—અગ્નિ

૩૪૩

વડ જેવાં પાંદડાં, શેરડી જેવા સોટા;
મોગરા જેવાં ફુલ અને આંબા જેવા ગોટા.

ઉત્તર—આંકડો

૩૪૪

કાળો ઘોડો કાબરો, નગરી જોતો જાય,
લાખો રૂપિઆ આપતાં એનું મૂલ ન થાય.

ઉત્તર—આંખો

૩૪૫

ગર્ભ છે પણ ગોટલી નથી,
દીઠું છે પણ દેશમાં નથી.

ઉત્તર—કરા

૩૪૬

ડોસો થઇને કેડ બાંધે,
ખેતર ખળે સૂએ;

જનાવરોને ખાવા સરખું,
દુનિયાં સરખી જુએ.

ઉત્તર—કડબનો પૂળો

૩૪૭

અહીં નહિ ક્યાંય નહિ, રાજાને દરબાર નહિ,
ફળ ઉપર નહિ ફોતરૂં, એ ફળ સૌ ખાય.

ઉત્તર—કરા

૩૪૮

રણુ વગડામાં હોલા હીંચકે
ઉત્તર—કાતરા ( આમલીના )

૩૪૯

ધોળા ખેતરમાં કાળાં બી,
ડાહ્યા તથા છે સારો દી.

ઉત્તર—કાગળ

૩૫૦

લીલી ટોપી કાળા જધા,
આવ્યા રે પરદેશી સગા.

ઉત્તર—કાળા વેંગણ

૩૫૧

ધોળા ખેતર માંહી કાળા ચણા,
હાથે વાળી મોઢે લણ્યા.

ઉત્તર—કાગળ

૩૫૨

ચિતરેલો મોરીઓ,
દેશ વિદેશ જાય;
પાણી પીવા ઊતરે તો,
તરત મરી જાય.

ઉત્તર—કાગળ

૩૫૩

રણુ વગડામાં ડોસી દાંત કાઢે.

ઉત્તર—કાલાં

૩૫૪

ધમણુ તથા એરણુ ગળી,
લોઢું ઘડતો લુહાર;
વેંત જેટલો છોકરો,
ભાલા સોત સવાર.

ઉત્તર—કાચ

૩૫૫

સોનાનો પેટીને લવીંગનો હાટો

ઉત્તર—કેરી

૩૫૬

રણુ વગડામાં હોલા હીંચકે

ઉત્તર—કેરી

૩૫૭

સોંય ભટુકી ભોંમાં રહે,
પૂંછડી આપણા હાથમાં રહે.

ઉત્તર—કોદાળી

૩૫૮

ભૂખે પેટે નહાવા જાય,
કુવામાં જાડું થાય;
બહાર આવીને ખાલી થાય;
એથી વાડી લીલી થાય.

ઉત્તર—કોશ

૩૫૯

કાળી કુતરી લસપસ,
ત્રણ માથાં ને દશ પગ.

ઉત્તર—કોશ

૩૬૦

પ્રાણ નહિ પણ પળ પળ ગણે.

ઉત્તર—ઘડિયાળ

૩૬૧

વાચા વિના બોલે ખરી,
પગ વિના ચાલે ખરી;
કાંટા નહિ પણ ઓરડી,
ઉત્તર એવો આપ.

ઉત્તર—ઘડિયાળ

૩૬૨

વાંકો ચુંકો બાવળીઓ, ઉપર બેઠો વ્હોરો;
કાળાં માણસ પીલી નાખે, તોય ન મૂકે ચોરો.

ઉત્તર—ઘાણી

૩૬૩

પશુ નહિ પણ ચાર પગ, એક વાંસો બે શિશ;
બાળક તેના પેટમાં, એ શી ચીજ કહીશ ?

ઉત્તર—ઘોડીયું

૩૬૪

નરથી નારી નીપજે, ખાતાં ખાતાં ગાય;
અરધું અંગ ફરે કુદડી, તેનું એઠું સૌ કોઇ ખાય.

ઉત્તર—ઘંટી

૩૬૫

અંધારી ઓરડીમાં ઊંટ ગાંગરે

ઉત્તર—ઘંટી

૩૬૬

ગોઠણ જેટલી ગાય, નીરે એટલું ખાય.

ઉત્તર—ઘંટી

૩૬૭

અમે આવતા હતા તમે જતા હતા,
ઘમઘમ ઘુઘરા વાગતા હતા,
તમે તે જાણો છો ?

ઉત્તર—છાશ કરવી તે

૩૬૮

ધોળા કુવામાં પાંચશેરી તરે

ઉત્તર—છાશ અને માખણ

૩૬૯

ગોખલામાં ગોરબાઈ કૂદે

ઉત્તર—જીભ



૭

૩૭૦

ઘરે ઘરે ચોરનાં માથાં

ઉત્તર—ટોડલા

૩૭૧

બત્રીસ ગોલા ખાંડે, ને એક બાઇ હલાવે

ઉત્તર—દાંત અને જીભ

૩૭૨

એક કોટડીમાં બત્રીશ બાવા

ઉત્તર—દાંત

૩૭૩

મુંઝાની પેટીમાંહી સતીઓ ઝાઝી
મોઢાં મોઢું વાત કરે તો જાય બધી દાઝી.

ઉત્તર—દીવાસળી

૩૭૪

હોળી ગાય, તેલે ન્હાય;
રાત પડે ત્યાં હનુમાન થાય.

ઉત્તર—દીવેટ

૩૭૫

ઉંચે ક્યારે માળો રાખ્યો, લાગી ઝૂડાઝૂડ;
પહેલી બેસે કાકડી, ને પછી બેસે ફુલ.

ઉત્તર—દીવો

૩૭૬

એક જનાવર ઈતુ, પૂછડે પાણી પીતું;
એનું માથું મુરદાલ, એની કેડ ખબરદાર.

ઉત્તર—દીવો

૩૭૭

આઇજી બેઠાં, આઇજી બેઠાં;
કેમ ભાભીજી ! તમે ઊભાં ?

ઉત્તર—દીવો

૩૭૮

મારો બળદ આલો ખાય, પાલો ખાય;
પાણી પીએ કે તરત મરી જાય.

ઉત્તર—દેવતા

૩૭૯

બે હાથ ભોંયમાં બારસેં ગામ

ઉત્તર—નકશો

૩૮૦

ધોળા કુવામાં ધોબો પાણી

ઉત્તર—નાળિયેર

૩૮૧

જે મધ્યે ગંગા વસે, જટા ધરે છે શિશ;
ત્રણ આંખો પણ તે નહિ, શંકર દેવ કહીશ.

ઉત્તર—નાળિયેર

૩૮૨

કાળી કૂતરી લચપચ, બે મોઢા ને દશ પગ.

ઉત્તર—પાણીની પખાલ

૩૮૩

એક મરઘીના પેટમાં સો ઇંડાં

ઉત્તર—ફણસ

૩૮૪

કાળી ગાય કોદરા ખાય,
'ધમ' બોલે ને નખોદ જાય.

ઉત્તર—બંદૂક

૩૮૫

લીલી ટોપી રાતા ડગા, આવ્યા રે પરદેશી સગા;
ખાય ખાય ને હાય હાય.

ઉત્તર—મરચાં

૩૮૬

તીખું તીખું તનમનીચું, કેળાં જેવાં પાન;
આ અર્થ વરતે તેને, માનું બુદ્ધિમાન.

ઉત્તર—મૂળો

૩૮૭

પડી પડી પણ ભાંગી નહિ, કટકા થયા બે ચાર;
સવાર પડતાં નાસી ગઈ, પંડિત કરે વિચાર.

ઉત્તર—રાત

૩૮૮

લાકડાનો કુકડો, લોઢાની ચાંચ,
આખો દિ ચલાવીએ તો ઈંડા મૂકે પાંચ.

ઉત્તર—રેંટિયો

૩૮૯

ભમ્યો ભમ્યો પણ ભમરો નહિ,
કોટે જનોઈ પણ બ્રાહ્મણ નહિ.

ઉત્તર—રેંટિયો

૩૯૦

છાપરે છાપરે મગ વેરાયા.

ઉત્તર—વરસાદ

૩૯૧

કાકા રે મેં કૌતુક દીઠું,
પૂર પાણીમાં રમતું દીઠું;
પાણી છે પણ પીતું નથી,
એ જનાવર મરતું નથી.

ઉત્તર—વહાણ

૩૯૨

કાળી સોટી તેલે નહાય,
વળે ખરી પણ ભાંગી નવ જાય.

ઉત્તર—વાળ

૩૯૩

પાંખ વિનાનું પાંખડું,
ઊંચે ઊડી જાય,
માણસ સવાર થયો છતાં,
જરા ન હરકત થાય.

ઉત્તર—વિમાન

૩૯૪

મુઠી જેટલો માટીડો, સૂપડા જેટલી દાઢી;
શાણા તમે સમજી લેજો એ કામ આવે છે દા'ડી.

ઉત્તર—સાવરણો

૩૯૫

ઉંચ ઘેર જાય, નીચ ઘેર જાય;
તેનું ચઢાવેલ સરવે ખાય.

ઉત્તર—સુપડું.

૩૯૬

છીછરી તલાવડી, છીછરી પાળ;
પાણી ન રહે પૈસા ભાર.

ઉત્તર— હથેળી

૩૯૭

કાળા કુવામાં કળશીઓ પાણી.

ઉત્તર—હુક્કો

૩૯૮

કાકા કહેતાં છુટાં રહે, મામા કહેતાં વળગે;
લીલી કેળે રંગ ન લાગે, બાપુને નહિ અડકે.

ઉત્તર—હોઠ

# પ્રહેલિકા



ઉખાણા—કોયડા—પહેલીને સંસ્કૃત સાહિત્યમાં પ્રહેલિકા કહે છે. ઉખાણા કે સમસ્યા પૂછવાથી જેવી રીતે બુદ્ધિની પરીક્ષા લેવાય છે અને બુદ્ધિને આનંદ મળે છે તેવી જ રીતે આ પ્રકારની પ્રહેલિકા દ્વારા કવિ સાંભળનારાઓની બુદ્ધિ ચકાસે છે અને બધા વિનોદ મેળવી શકે છે.

બીજાને શંકામાં નાખી વસ્તુનું વર્ણન કરવું, જે વસ્તુ માટે બોલવાનું હોય તેનું નામ ગુપ્ત રાખી તેના રૂપ—ગુણ—રંગ પ્રકટ કરવા તેનું નામ પ્રહેલિકા. પ્રહેલિકા દ્વારા તર્ક-શક્તિ વધે છે. એને સમજવા માટે બહુશ્રુત થવાની જરૂર છે. શબ્દજ્ઞાનની પણ વધુ જરૂર પડે છે. અભ્યાસ દ્વારા મુશ્કેલ અને ગુંચવણભરી પ્રહેલિકાઓ પણ ઉકેલી શકાય છે.

૩૯૯

**अस्थि नास्ति शिरो नास्ति बाहुरस्ति निरङ्गुलिः।**
**नास्ति पादद्वयं गाढमङ्गमालिङ्गति स्वयम् ॥**

હાડકાં નથી, માથું નથી, હાથ છે પણ આંગળીઓ નથી, બે પગ નથી. આટલું છતાં પણ તે ગાઢ આલિંગન કરે છે. બરાબર ભેટે છે. તો તે શું હશે?

ઉત્તર— અંગરખું

वृक्षस्याग्रे फलं दृष्टं फलाग्रे वृक्ष एवच ।
अकारादि सकारान्तं यो जानाति स पण्डितः ॥

ઝાડની ડાળ ઉપર ફળ જણાય છે અને ફળની ઉપર ઝાડ દેખાય છે. એ જે છે તેના નામમાં પહેલો અકાર છે અને છેલ્લો સકાર છે. આ જે ઉકેલી શકે તે પંડિત જાણવો.

ઉત્તર—અનનસ

૪૦૧

कृष्णमुखी न मार्जारी द्विजिह्वा न च सर्पिणी ।
पञ्चभर्त्री न पाञ्चाली यो जानाति स पण्डितः ॥

કાળું મુખ છે પણ તે બિલાડી નથી, બે જીભો છે પણ સર્પિણી નથી. પાંચ પતિવાળી છે પણ તે દ્રોપદી નથી. ત્યારે તે કોણ ? એ જે જાણે તે પંડિત.

ઉત્તર—કલમ

૪૦૨

अस्ति ग्रीवा शिरो नास्ति द्वौ भुजौ करवर्जितौ ।
सीताहरणसामर्थ्यो न रामो न च रावणः ॥

ગરદન છે પણ મસ્તક નથી. બે ભુજ–કોણીથી ઉપરનો ખભા સુધીનો ભાગ–છે પણ કર–કોણીથી નીચેનો હાથનો ભાગ–નથી. સીતાને હરવાનું એનામાં સામર્થ્ય છે;* પણ તે રામ કે રાવણ નથી. ત્યારે એ કોણ છે ?

* સીતાજીએ કાંચળી માટે સોનાનો મૃગ મારવા રામને કહ્યું હતું. તેમ કરવા જતાં સીતાને રાવણે હરી હતી માટે કાંચળી પણ સીતાહરણમાં કારણરૂપ ગણાઈ હતી.

ઉત્તર

વિના મસ્તકે મન ગમ્યો,
સુન્દરી શિત હરનાર;
કોણી સુધી "કંચવો,"
શ્યામાનો શણગાર.

૪૦૩

अपदो दूरगामी च साक्षरो न च पण्डितः ।
अमुखः स्फुटवक्ता च यो जानाति स पण्डितः ॥

પગ નથી છતાં દૂર–દેશાવર ગમન કરનારો, સાક્ષર ખરો પણ પંડિત નહિ અને મુખ નહિ છતાં સ્પષ્ટ બોલનારો, એવાને જે જાણે તે પંડિત.

ઉત્તર—પત્ર–કાગળ

૪૦૪

वने जाता वने त्यक्ता वने तिष्ठति नित्यशः ।
पण्यस्त्री न तु सा वेश्या यो जानाति स पण्डितः ॥

વનમાં કાષ્ઠરૂપે ઉત્પન્ન થયેલી, વન–પાણીમાં નાંખેલી, હમેશાં જળમાં રહેનારી અને પણ્ય સ્ત્રી–એટલે કે પૈસા આપીને ભોગવવા યોગ્ય નારી છે–તોપણ તે વેશ્યા નથી. એને જે જાણે તે પંડિત.

ઉત્તર—નૌકા અથવા નાગરવેલ

૪૦૫

गोपालो नैव गोपालस्त्रिशूली नैव शंकरः ।
चक्रपाणिः स नो विष्णुर्यो जानाति स पण्डितः ॥

ગોપાળ એટલે કે ગાયનું પાલન કરનારો છે પરન્તુ

તે ગોવાળ નથી, ત્રિશૂલી છે પરન્તુ શંકર નથી, ચક્રપાણિ છે તોપણ તે વિષ્ણુ નથી. એને જે જાણે તે પંડિત.

ઉત્તર—સાંઢ

૪૦૬

वने वसति को वीरो योऽस्थिमांसविवर्जितः ।
असिवत्कुरुते कार्यं कार्यं कृत्वा वनं गतः ॥

એવો તે કોણ વીર છે કે જે વનમાં[1] વસે છે, જે હાડ-માંસ વગરનો છે, તલવારના જેવું કામ કરે છે અને કામ કરીને પાછો વનમાં જાય છે.

ઉત્તર—કુંભારનો દોરો

૪૦૭

रविजा शशिकुन्दाभा तापहारी जगत्प्रिया ।
वर्धते वनसंगेन न तापी यमुनापि न ॥

રવિથી[2] ઉત્પન્ન થયેલી છે, ચન્દ્રમા અને કુંદ પુષ્પના જેવી શ્વેત કાન્તિવાળી છે, તાપનું હરણ કરનારી, જગતને વહાલી, જે પાણીની સંગતથી વધે છે, પરન્તુ તે તાપીયે નથી અને જમના પણ નથી. તો એ શું છે?

ઉત્તર—છાશ

૪૦૮

तरुण्यालिङ्गितः कण्ठे नितम्बस्थलमाश्रितः ।
गुरूणां संनिधानेऽपि कः कूजति मुहुर्मुहुः ॥

જેના કંઠમાં તરૂણીએ આલિંગન કર્યું છે, નિતંબ

---

૧ વન=પાણી. ૨ રવિ=રવઈ.

સ્થાન પર જેણે આશ્રય લીધો છે, ગુરૂ (વડિલ) ની સમક્ષમાં પણ જે વારંવાર અસ્પષ્ટ ભાષણ કરે છે એવો તે કોણ?

ઉત્તર—ઘડો

૪૦૯

आपाण्डु पीनकठिनं वर्तुलं समुनोहरम् ।
करैराकृष्यतेऽत्यर्थं किं वृद्धैरपि सस्पृहम् ॥

સહેજ શ્વેત, ઉપસેલું, કઠણ, ગોળાકાર અને સારી રીતે મનને હરનાર, વૃદ્ધો[1] પણ હાથ વડે અતિ આનંદથી જેને તાણે છે એવું તે શું હશે?

ઉત્તર-બીલ્લુ

૪૧૦

एकचक्षुर्न काकोऽयं बिलमिच्छन्न पन्नगः ।
क्षीयते वर्धते चैव न समुद्रो न चन्द्रमाः ॥

એક આંખ છે પણ તે કાગડો નથી, દરમાં પેસવાને ઇચ્છે છે પરન્તુ તે સાપ નથી, ઘટે છે અને વધે છે તો પણ તે ચન્દ્રમા નથી. તો તે શું હશે?

ઉત્તર—સોય

૪૧૧

छत्रधारी न राजासौ जटाधारी न चेश्वरः ।
सृष्टिकर्ता न स ब्रह्मा छिद्रकर्ता न तस्करः ॥

છત્ર ધરે છે પણ રાજા નથી, જટા ધરે છે પણ શિવજી નથી, સૃષ્ટિ કરે છે પણ બ્રહ્મા નથી, અને છિદ્ર કરે છે પણ ચોર નથી, તો તે કોણ?

ઉત્તર—રાજાનો છત્રધારી અથવા મકાઇ

---

૧ બિલ્લાને કોરી કાઢીને વૃદ્ધો તેમાં તપકીર ભરે છે અને તેને હોંસથી તાણે છે.

४१२

सदारिमध्यापि न वैरियुक्ता नितान्तरक्तापि सितैव नित्यम् ।
यथोक्तवादिन्यपि नैव दूती का नाम कान्तेति निवेदयाशु ॥

નિરંતર શત્રુના મધ્યમાં રહેનારી છે છતાં પણ વેર વાળી નથી. નિરંતર અત્યન્ત લાલ છે તોપણ સદૈવ સિતૈવ (શ્વેત હોય તેવી) છે. જેટલા શીખવીએ તેટલા જ શબ્દો બોલે છે તથાપિ તે દૂતી નથી. એવી તે સ્ત્રી કઇ છે? તે તું મને જલદીથી કહે.

ઉત્તર—સારિકા-મેન

૪૧૩

वृक्षाग्रवासी न च पक्षिजातिस्तृणं च शय्या न च राजयोगी ।
सुवर्णकायो न च हेमधातुः पुंसश्च नाम्ना न च राजपुत्रः ॥

વૃક્ષના આગળના ભાગમાં રહે છે પરન્તુ તે પંખી નથી. ઘાસની શય્યા પર સૂવે છે પરન્તુ રાજયોગી નથી. સોના જેવા રંગવાળી પીળી કાયા છે, પણ તે સોનું નથી. જાતે પુરુષ[1] છે પણ રાજપુત્ર નથી, તો એ શું છે?

ઉત્તર—પાકેલો આંબો

૪૧૪

पर्वताग्रे रथारुढो भुमौ तिष्ठति सारथिः ।
चक्रवद्भ्रमते पृथ्वी तस्याहं कुलबालिका ॥

---

१ आम्र શબ્દ નરજાતિ છે.

પર્વત આગળ રથમાં બેઠેલો, અને સારથી ભોંયપર છે, ચક્રની જેમ પૃથ્વી ફરે છે તે કુળની હું પુત્રી છું. કહો ત્યારે હું કોની છોકરી ?

ઉત્તર—કુંભારની

૪૧૫

अर्धचन्द्रसमायुक्तं पुंनाम चतुरक्षरम् ।
ककारादि लकारान्तमिह जानाति पण्डितः ॥

અર્ધચન્દ્રને સાથે રાખનાર, ચાર અક્ષરવાળું પુરુષનું નામ કકાર આદિ, લકાર અંતે, એને જે પિછાને તે પંડિત.

ઉત્તર—કંઠકોલ[૧]. કરતાલ

૪૧૬

अनुनेतुं मानिन्या दयितश्चरणे सरागचरणायाः ।
यावत्पतितः स तया तत्क्षणमवधीरितः कस्मात् ॥

જેના પગ પર લાલાશ છવાઈ છે ( મેંદીથી ) એવી માનિની સ્ત્રીને મનાવવા માટે તેનો પ્રિતમ પગે લાગવા જાય છે. પણ સ્ત્રી તરતજ તેનાથી દૂર ખસી જાય છે. શા માટે ?

ઉત્તર—સ્ત્રી રજસ્વલા હતી માટે

૪૧૭

पर्वताग्रे रथो याति भुमौ तिष्ठति सारथिः ।
चलते वायुवेगेन पदमेकं न गच्छति ॥

---

૧ શ્રી શંકરનું આ બીજું નામ છે. આ નામ કાલકૂત નામના વિષને કંઠમાં રાખવાથી પડયું છે.

પર્વત ઉપર રથ જાય છે, સારથી ભોંયપર રહે છે, પવન વેગે ચાલે છે છતાં તે એક ડગલું પણ ચાલતો નથી.

ઉત્તર—કુંભારનો ચાક ( ચક્ર )

૪૧૮

चतुर्मुखो न च ब्रह्मा वृषारूढो न शंकरः ।
निर्जीवी च निराहारी अजस्रं धान्यभक्षणम् ॥

ચાર મુખવાળો પણ બ્રહ્મા નથી. બળદ પર આરૂઢ છે પણ શંકર નથી. નિર્જીવ છે, નિરાહારી છે, અને નિરંતર અનાજ ખાયા કરે છે. તો તે શું હશે ?

ઉત્તર—હળ

૪૧૯

अपूर्वोऽयं मया दृष्टः कान्तः कमललोचने ।
शोऽन्तरं यो विजानाति स विद्वान्नात्र संशयः ॥

હે કમલલોચના ! મેં એક અપૂર્વ[1] કાંત જોયો. એના અન્તરમાં શો છે. તે જે જાણે તે વિદ્વાન. એમાં જરા પણ શંકા નથી.

ઉત્તર—અશોક

૪૨૦

दन्तैर्हीनः शिलाभक्षी निर्जीवो बहुभाषकः ।
गुणस्यूतिसमृद्धोऽपि परपादेन गच्छति ॥

---

૧ અપૂર્વ એટલે પૂર્વ અક્ષર અ. કાંત એટલે ક છે જેને અંતે અને વચમાં શો. અશોક—એટલે જેને શોક ન હોય તે વિદ્વાન.

દાંત નથી તોપણ પથ્થરને ચાવે છે, નિર્જીવ છે તો પણ ઘણો અવાજ કરે છે. શ્રીમાન છતાંપણ ગુણની કોથળીથી પારકે પગે ચાલે છે.

ઉત્તર—જોડા

૪૨૧

न तस्यादिर्न तस्यान्तो मध्ये यस्तस्य तिष्ठति ।
तवाप्यस्ति ममाप्यस्ति यदि जानासि तद्वद ॥

તેના આરંભમાં ન અને અન્તમાં પણ ન છે. તેની મધ્યમાં ય રહે છે. તે તને છે અને મને પણ છે, જો જાણતા હો તો કહો.

ઉત્તર—નયન ( આંખ )

૪૨૨

य एवादिः स एवान्तो मध्ये भवति मध्यमः ।
य एतन्नाभिजानीयात्तृणमात्रं न वेत्ति सः ॥

ય નક્કી આદિમાં અને સ નક્કી અન્તમાં છે. ભવતિ મધ્યમા મધ્યે છે. જે એને સમજી શકતો નથી તે તૃણ પણ જાણતો નથી.

ઉત્તર—યવસ એટલે તૃણ

૪૨૩

उच्छिष्टं शिव निर्माल्यं वमनं शवकर्पटम् ।
काकविष्ठासमुत्पन्नः पञ्चैतेऽति पवित्रकाः ॥

૧. ઉચ્છિષ્ટ એટલે બીજાનું ખાધેલું અથવા મુખમાં લગાડીને ખાતાં ખાતાં રહેવા દીધેલું. ૨. શિવ નિર્માલ્ય એટલે મહાદેવને માથે ચડીને ઉતરેલું. ૩. ઓકેલું. ૪.

મુડદાનું કફન અને ૫. કાગડાની વિષ્ટામાંથી ઉત્પન્ન થયેલું. એ પાંચ વાના પવિત્ર છે તો એ વસ્તુઓ કઇ હશે?

ઉત્તર

૧. દૂધ ૨. ગંગાજળ ૩. મધ ૪. રેશમી પિતામ્બર અથવા મૃગચર્મ અને ૫. પીપળો આ પાંચે વસ્તુઓ પવિત્ર છે.

૪૨૪

वृक्षाग्रवासी न च पक्षिराजस्त्रिनेत्रधारी न च शूलपाणिः ।
त्वग्वस्त्र धारी न च सिद्धयोगी जलं च बिभ्रन्न घटो न मेघः ॥

ઝાડની ટોંચ પર રહે છે પરન્તુ તે પક્ષી નથી; ત્રણ આંખો તેને છે પણ તે શૂલપાણી એટલે કે શંકર નથી. છાલનું વસ્ત્ર ધારણ કરનાર છે પણ તે ઘડો અથવા મેઘ નથી. તો તે શું હશે?

ઉત્તર—શ્રીફળ

૪૨૫

श्यामंच वर्तुलाकारं पुंनाम चतुरक्षरम् ।
शाकारादि मकारान्तं यो जानाति स पण्डितः ॥

જેનો રંગ કાળો છે, આકાર ગોળ છે, નરજાતિ વાચક છે. જેના નામના અક્ષર ચાર છે. તેમાં પહેલો શકાર છે અને અન્તિમ મકાર છે. તો તે શું હશે? એનો ઉકેલ જે જાણે તે પંડિત જાણવો.

ઉત્તર—શાલિગ્રામ

૪૨૬

नरनारिसमुत्पन्ना सा स्त्री देहविवर्जिता ।
अमुखी कुरुते शब्दं जातमात्रा विनश्यति ॥

સ્ત્રી–પુરુષથી એટલે કે વ્યાકરણમાં જે નારી અને નર જાતિમાં ગણાય તેવાથી જેની ઉત્પત્તિ છે એવી એક સ્ત્રી–સ્ત્રી જાતિવાળી દેહ વિનાની છે. મુખ વગરની પણ શબ્દ ઉચ્ચાર કરે છે અને જન્મતાં વેંત જ મરણ પામે છે. તો તે કોણ હશે?

ઉત્તર

ચપટી. હાથનો અંગુઠો અને વચલી આંગળી વડે વગાડાય છે તે.

૪૨૭

सर्वस्वापहरो न तस्करगणो रक्षो न रक्ताशनः ।
सर्पो नैव बिलेशयोऽखिलनिशाचारी न भूतोऽपि च ।
अन्तर्धानपटुर्न सिद्धपुरुषो नाप्याशुगो मारुतस्ती--
क्ष्णास्यो न तु सायकस्तमिह ये जानन्ति ते पण्डिताः ॥

બધું લે છે પરન્તુ તે ચોર નથી. લોહી પીએ છે પણ તે રાક્ષસ કે નરપશુ નથી. દરમાં રહે છે પણ સર્પ નથી અને આખી રાત્રિ ફરે છે તો પણ તે ભુત નથી. અન્તર્ધાન થવામાં કુશળ–ચબરાક છે તો પણ તે વાયુ નથી. તેનું મુખ તીક્ષ્ણ છે તો પણ તે બાણ નથી. એને જે ઓળખે તે પંડિત જાણવો.

ઉત્તર—માંકડ

४२८

सर्वस्वापहरो न दस्युकुलजः खट्वाङ्ग भूमेश्वरो दोषा
निष्टकरो न धर्मनिरतः कीलालपो नासुरः ।
नृणां पृष्ठपलाशनो न पिशुनः शीघ्रंगमो नो हयः
शश्वद्रात्रिचरो न राक्षसगणः कोऽयं सखि ब्रूहि मे ॥

સર્વને હણે છે પણ તે ચોર નથી. ખટ્વાંગ કુળથી જન્મેલો છે પણ ઈશ્વર (રાજા) નથી. અથવા ખાટલાને ટટકો જેના હાથમાં છે પણ તે ઈશ્વર નથી. પાપનું અનિષ્ટ કરનારો છે તો પણ ધર્મમાં શ્રદ્ધાવાળો નથી. લોહી પીનારો છે પણ અસુર નથી. માણસની પૂંઠ પાછળ રહી બુરૂં બોલે છે, પણ ચાડીયો નથી. શીઘ્રગામી છે પણ ઘોડો નથી. રોજ રાત્રિના ફરે છે પણ રાક્ષસ નથી. એ કોણ છે તે હે સખી મને કહે ?

ઉત્તર—માંકડ

४२९

चक्री त्रिशूली न हरिर्न विष्णुर्महान्बलिष्ठो न च भीमसेनः ।
स्वच्छन्दचारी नृपतिर्न योगी सीतावियोगी न च रामचन्द्रः ॥

ચક્રી છે પણ વિષ્ણુ નથી. ત્રિશૂલી છે પણ મહાદેવ નથી. મહા બળવાન છે પણ પરાક્રમી ભીમસેન નથી. મરજી મુજબ વર્તે છે પણ યોગી નથી અને સીતાવિયોગી છે પણ રામચન્દ્ર નથી.

ઉત્તર—સાંઢ ( આખલો )

४30

पंचदशीरजनिसमा तारामणिभूषणापि कोकिलवाक् ।
चन्द्रसमा गतवसना हस्तगता स्त्री न मे वीणा ॥

પૂનમની રાતના ચન્દ્રમાના જેવી, તારા અને મણીના આભૂષણોથી ભરેલી, કોકિલના જેવા કંઠવાળી, વસ્ત્ર ઉતારેલી મારા હાથમાં આવી છે.

આવી જાતનું બોલવું સાંભળી બીજો પ્રશ્ન કરે છે– " શું કોઈ સુન્દર સ્ત્રી ? "

" ના, એ તો મારી વીણા. "

૪૩૧

स्वादन्न गच्छामिः हसन्न जल्पे
गतं न शोचामि कृतं न मन्ये ।
द्वाल्यां तृतीयो न भवामि राजन् !
किं कारणं भोज ! भवामि मूर्खः ॥

કંઈ પણ ચાવતાં–ચાવતાં કે ખાતાં ખાતાં રસ્તે જતો નથી. તેમજ હા–હા–ખી–ખી કરી હું હસતો કે બોલતો પણ નથી. વળી ગયેલી વાતનો, ભૂતકાળના બનાવોનો મને શોક પણ થતો નથી. મારા કરેલાં કામોની હું મોટાઈ લેતો નથી અને વળી બે જણા વાત કરતા હોય ત્યાં હું ત્રીજો પણ થતો નથી. આ પાંચે તત્વો મૂર્ખાના ગણાય છે છતાં પણ મેં એવું એકે કામ કર્યું નથી તેમ છતાં પણ હે ભોજ ! મને મૂર્ખ ગણવામાં આવે તેનું કારણ શું ?

બે સ્ત્રીઓની ખાનગી વાતમાં પુરૂષે હાજર રહેવું એ પણ એક મૂર્ખાઈનું લક્ષણ છે.

૪૩૨

એક સ્ત્રીને પૂછવામાં આવ્યું–" તું કયા દેવની આરાધના કરે છે ?

સ્ત્રીએ જવાબ આપ્યો:—

विहंगो वाहनं येषां त्रिकंचा चक्र भूषणं ।
सालपा वामभागे च ते देवाः शरणं मम ॥

विहंगो = વિ એટલે ગરૂડ, હં એટલે હંસ, ગો એટલે વૃષભ એ ત્રણ જેના વાહન છે એવા, ત્રિ એટલે ત્રિશૂળ, કું એટલે કમંડળ અથવા કંબુ એટલે શંખ, ચા એટલે ચાપ (બાણ) જેના હસ્તમાં છે એવા સા એટલે સાવિત્રી, લ એટલે લક્ષ્મી, પા એટલે પાર્વતી એ જેમના વામ ભાગે એટલે ડાબા હાથ તરફ છે, એવા ત્રિમૂર્તિ રૂપ દેવો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની હું નિત્ય આરાધના કરૂં છું.

૪૩૩

हरहर स्मरते नित्यं, बहुजीवप्रतिपालकः ।
अरण्ये वसते नित्यं तस्याहं कुलबालिकाः ॥

જે રોજ 'હર' 'હર' શબ્દ બોલે છે. આમ બોલવા છતાં પણ જે શંકરનો ભક્ત નથી. જે અનેક જીવોનું પાલનપોષણ કરે છે છતાં પણ તે પ્રજાપતિ બ્રહ્મા નથી. જે નિત્ય વનમાં વસનારો છે તો પણ તે કોઈ તપસ્વી નથી. આવો જે પુરુષ છે તેના કુળની હું કન્યા છું.

તો એ કોની કન્યા હશે ?

ભરવાડની.

૪૩૪

चतुर्मुखो न च ब्रह्मा वृषारूढो न शंकरः ।
अकाले वर्षते मेघस्तस्याहं कुलबालिका: ॥

જેને ચાર મુખો છે તો પણ જેને બ્રહ્મા ન કહી શકાય. જે વૃષભ એટલે કે બળદ ઉપર બેસે છે છતાં પણ જે શંકર નથી. વર્ષાઋતુ ન હોવા છતાં પણ જે વરસાદ વરસાવે છે અને રાજમાર્ગો ભીંજવે છે છતાં પણ જે મેઘ નથી એવા માનવીના કુળની હું બાલિકા છું.

તો એ કોની બાલિકા છે ?

ભીસ્તીની.

૪૩૫

पंचप्रिया न पाञ्चाली, द्विजिव्हा न च सर्पिणी ।
वानरी न च कृष्णास्या, तस्याहं कुलबालिकाः ॥

જે પાંચ પતિની પ્રિયા છે છતાં પણ જે પાંચાલી નથી. જેને બે જીભ છે છતાં પણ તે સર્પિણી નથી. એનું મુખ તથા અંગ શ્યામ છે છતાં પણ તે વાંદરી નથી. એવાના કુલની હું બાલિકા છું.

એ કોની બાલિકા હશે ?

કલમ વાપરનારા મહેતાજીની.

૪૩૬

नित्यं जुह्वोति द्रव्याणि, चौर्यकारी दिने दिने ।
शत्रुमित्रौ न जानाति, तस्याहं कुलबालिका: ॥

જે નિત્ય પોતાના ઘરમાં અગ્નિને હોમ કરે છે, છતાં પણ જે અગ્નિહોત્રી નથી. દિવસે દિવસે એ ચોરી કરવામાં ચતુર બનતો જાય છે છતાં પણ તે પ્રકટ ચોર કહેવાતો નથી અને તેને કોઈ પકડતું પણ નથી. શત્રુ, મિત્ર અરે પોતાની સગી પુત્રીને પણ જે સમાન ગણે છે,[1] છતાં પણ જે અજાતશત્રુ મનાતો નથી એવાની હું પુત્રી છું.

તો એનું કુળ કયું ?

સોનીનું

૪૩૭

बाहू द्वे तु शिरो नास्ति नास्ति अंगुलिका दश ।
तस्योत्पत्तिकरो यस्तु तस्याहं कुलबालिका: ॥

જેને માત્ર બે બાહુ જ છે, પરન્તુ જેની ઉપર માથું તથા અન્તે દશ આંગળીઓ પણ નથી એવાને ઉત્પન્ન કરનારા કુળની હું કન્યકા છું.

તો એ કોની બાલિકા હશે ?

કબજો શીવનારા દરજીની.

---

૧ દગો કરવામાં સોની પોતાની પુત્રીને પણ છોડતો નથી એવી લોકવાયકા છે.

४३८

निर्जीवा जीविता वापि श्वासोच्छ्वासाद्विशेषतः ।
कुटुम्बकलहो नास्ति, तस्याहं कुलबालिकाः ॥

જેનામાં જીવ નથી, છતાંપણ જાણે જીવતી હોય તેવી પેટ ફુગાવાથી તેમજ બેસાડવાથી જે જીવતી દેખાય છે, જે શ્વાસોચ્છવાસ કાઢે છે છતાં પણ કુટુમ્બમાં કલહ-કંકાસ નથી, જે છૂટાં અંગ-ભાગવાળી નથી પણ જે અખંડ એટલે કે એક ભાગવાળી છે એવા સાધન દ્વારા ગુજરાન ચલાવનારાની હું પુત્રી છું.

તો એ કોની પુત્રી હશે?

ધમણ ચલાવનારા લુહારની.

४३९

द्विराजी नगरी चैका, नित्यं युद्धं च जायते ।
तदुत्पत्तिकरो यस्तु, तस्याहं कुलबालिकाः ॥

અર્થ

એક નગર ખરૂં તોપણ રાજા બે છે. અને આ બન્ને વચ્ચે નિત્ય લડાઇ થાય છે તોપણ તે બન્નેના સંયોગથી સુંદર-સુંદર વસ્તુઓ ઉત્પન્ન થાય છે. આવી આકર્ષક વસ્તુઓ ઉત્પન્ન કરનારા કારીગરની હું બાલા છું.

એ કોની બાલા છે?

સંઘાડીયાની.

४४०

चकं चक्रं न सूर्यरथः भूमौ तिष्ठति सारथी ।
अगस्तितातनिर्माणं, तस्याहं कुलबालिका ॥

અર્થ

એક પૈંડું છે છતાં જે સૂર્યનો રથ નથી. સારથી માત્ર જમીન ઉપર બેસીને એ પૈડાંને ચલાવે છે. અને અગસ્ત્ય મુનિ જેમાંથી ઉત્પન્ન થયા છે તે જેની પાસે છે એવા કારીગરની હું પુત્રી છું.

તો એ પુત્રી કોની ?

ચાક જેની પાસે છે એવા કુંભારની.

૪૪૧

वृक्षाग्रवासी न च पक्षिजातिः ।
पुंसश्च नाम्ना न च राजपुत्रः
सुवर्णकाया न च हेमधातु
स्तुणं च शय्या न च राजभोगी ॥

અર્થ

જે વૃક્ષની ટોચે નિવાસ કરે છે છતાં જે પક્ષીઓના વર્ગનું નથી. જે નરજાતિનું છે છતાં પણ રાજપુત્ર નથી. જેની સુવર્ણના જેવી કાન્તિ છે, છતાં જે સોનું નથી. જે ઘાસ ઉપર નિંદ્રા કરે છે છતાં પણ જે રાજયોગી નથી એવા ગુણવાળો એક વસ્તુ મારી પાસે છે.

તે શું હશે ?

કેરી.

# કૂટાનિ



સંસ્કૃતમાં કૂટનો અર્થ ન સમજાય કે ન વંચાય એવો, ભેદ અથવા ગુંચવણ ભર્યું, રહસ્ય ભર્યું, ગૂઢ અર્થ વાળું એવો થાય છે. જે કવિતા કે પ્રશ્નનો અર્થ ન સમજી શકાય, જેના પ્રશ્નમાં કંઈ રહસ્ય કે ગૂંચવણ હોય અને જેનો અર્થ અતિ ગૂઢ હોય અને જે પંડિતો મહા મહેનતે બેસાડી શકે યા તો તેમાં નિષ્ફળ જાય એવા પ્રશ્નો–કવિતાઓ કૂટાનિ નામથી સંસ્કૃત સાહિત્યમાં પ્રચલિત છે.

કૂટાનિના પ્રશ્નો પ્રથમ દ્રષ્ટિએ ભૂલાવામાં નાખી દે એવા હોય છે. કેટલીક વખતે એમાં વિચિત્રતા પણ હોય છે અને આપણને પ્રશ્નનો સ્પષ્ટ અર્થ જોતાં વિસ્મય પણ થઈ જાય છે. પરન્તુ આવા શ્લોકો–કવિતાઓનું રહસ્ય ગૂઢ જ હોય છે અને જ્યારે એ ગૂઢ અર્થ ઉકેલવામાં આવે છે ત્યારે તેનો આખો અર્થ જાણી શકાય છે.

આવા પ્રશ્નો દ્વારા તર્કશક્તિ, સ્મરણશક્તિ વધે છે. વિદ્વાનો, પંડિતો શબ્દપ્રયોગની રચના એવી તો રહસ્ય-ભરી કરે છે કે તેનો સ્પષ્ટ અર્થ કંઈ જુદું જ કહે છે અને સાંભળનાર એમાં શું મોટી વાત છે કહીને સ્પષ્ટ અર્થને કહી બતાવે છે પરન્તુ આવા પ્રશ્નોની ખરી ખૂપી તેનું રહસ્ય શોધવામાં જ છે, અને જેઓ એ ભેદ ઉકેલી શકે

છે તેઓ તેનો ગૂઢ-કૂટ અર્થ જાણી શકે છે. ક્યારેક કવિઓ નાની સરખી વાતને પણ મોટી બનાવી ગૂંચવણ ઉત્પન્ન કરે છે.

૪૪૨

अर्धरात्रे दिनस्यार्धे अर्धचन्द्रेऽर्धभास्करे ।
रावणेन हृता सीता कृष्णपक्षे सिताष्टमी ॥

સ્પષ્ટ અર્થ—કૃષ્ણ પક્ષની સિતાષ્ટમી (અજવાળી આઠમે) મધ્ય રાત્રિના સમયે, મધ્યાહ્નને અર્ધ ચન્દ્ર અને અર્ધભાસ્કર (સૂર્ય) હોવા છતાં પણ રાવણે સીતાનું હરણ કર્યું.

ગૂઢાર્થ—કૃષ્ણપક્ષ એટલે કે વદમાં, અર્ધચન્દ્રે-અર્ધભાસ્કરે એટલે-અર્ધા ચન્દ્રના અર્ધા પ્રકાશને લીધે જે આઠમની મધ્યરાત્ર અજવાળી જણાય છે તે આઠમને દિવસે બપોરે રાવણે સીતાનું હરણ કર્યું.

૪૪૩

शस्त्रं न खलु कर्तव्यमिति पित्रा नियोजितः ।
तदेव शस्त्रं कृतवान्पितुराज्ञा न लङ्घिता ॥

સ્પષ્ટ અર્થ—શસ્ત્રં ન ખલુ કર્તવ્યમ્ (ખરેખર હથિયારનો ઉપયોગ ન કરવો) એમ પિતાની આજ્ઞા થઈ. અને તેણે તેવી જ રીતે શસ્ત્રનો ઉપયોગ કર્યો, છતાં બાપની આજ્ઞાનું ઉલ્લંઘન થયું.

ગૂઢાર્થ—શસ્ત્રં નખલું કર્તવ્યમ્-એટલે કે નખને કાપનાર નરેણીને શસ્ત્ર કર્યું.

४४४

पानीयं पातुमिच्छामि त्वत्तः कमललोचना ।
यदी दास्यसि नेच्छामि नो दास्यसि पिबाम्यहम् ॥

સ્પષ્ટ અર્થ—હે કમલ નયના! તારી પાસેથી પાણી પીવાની હું ઇચ્છા રાખું છું. જો આપશે ( દાસ્યસી ) તો હું ઇચ્છા કરતો નથી, પણ જો નોદાસ્યસી ( નહિ આપે ) તો હું પી જઇશ.

ગૂઢાર્થ—જો તું દાસ્યસી–એટલે કે દાસી હશે તો હું તારા હાથનું પાણી પીવા ઇચ્છતો નથી. પણ જો તું દાસી નહિ હશે તો હું તારા હાથનું પાણી પીશ.

૪૪૫

केशवं पतितं द्रष्ट्वा द्राणो हर्षमुपागतः ।
रुदन्ति कौरवाः सर्वे हा केशव कथं गतः ॥

સ્પષ્ટ અર્થ—કેશવ ( કૃષ્ણ )ને પડેલા જોઇને દ્રોણને હર્ષ ઉપજ્યો. સર્વ કૌરવો રડવા લાગ્યા કે અરે! કેશવ ક્યાં ગયો? કેશવ તો પાંડવના પક્ષમાં છે, તો તેના પડવાથી કૌરવો રડે કેમ? માટે આ અર્થ સાચો નથી. એમાં કોઈ ગૂઢ અર્થ રહેલો છે.

ગૂઢાર્થ—કેશવ ( કે – શવ ) કે નો અર્થ અહીં પાણીમાં, શવ એટલે શબ. પાણીમાં શબને પડેલું જોઇને દ્રોણ ( જંગલી કાળા કાગડા ) ને હર્ષ થયો. કારણ તેને ખોરાક મળ્યો. પણ કૌરવો ( શિયાળવા ) રડવા લાગ્યા–

કેમકે તેઓ પાણીમાં જઈ શકવાની શક્તિ ધરાવતા નથી. માટે કહે છે કે અરેરે! આ શબ પાણીમાં કેમ ગયું?

૪૪૬

सुवर्णस्य सुवर्णस्य सुवर्णस्य च जानकि ।
प्रेषिता तत्र रामेण सुवर्णस्य च मुद्रिका ॥

સ્પષ્ટ અર્થ—હનુમાનજી કહે છે કે હે જાનકી! રામચન્દ્રજીએ તમને સુવર્ણની, સુવર્ણની, સુવર્ણની અને સુવર્ણની વીંટી મોકલી છે.

ગૂઢાર્થ—આ શ્લોકમાં સુવર્ણવાચક ચારે શબ્દોના ચાર જુદા જુદા અર્થ જાણવા. ૧. સુ એટલે ઉજ્જવળ રંગની ૨. સુશોભિત વર્ણ (નામના અક્ષરો) કોતરેલી, ૩ એંસી રતિભારવાળી ૪. સોનાની વીંટી.

૪૪૭

एकोना विंशतिः स्त्रीणां स्नानार्थं सरयूं गता ।
विंशतिः पुनरायाता एको व्याघ्रेण भक्षितः ॥

સ્પષ્ટ અર્થ—એકોના (એક-ઉના) વીશમાંથી એક ઓછી એટલે ૧૯ સ્ત્રીઓ સરયૂ નદીએ સ્નાન માટે ગઈ. તેમાંથી એકને વાઘે ખાધો અને ૨૦ સ્ત્રીઓ પાછી ક્ષેમ-કુશળ આવી.

ગૂઢાર્થ—એકોના (એક-ના) એક પુરૂષ અને ૨૦ સ્ત્રીઓ સરયૂ નદીએ નહાવા ગઈ. તેમાંથી એકપુરુષને વાઘે ખાધો અને ૨૦ સ્ત્રીઓ પાછી આવી.

४४८

सुवर्णालंकृता कन्या हेमालंकारवर्जिता ।
साकन्या विघवा जाता गृहे रोदिति तत्पतिः ॥

સ્પષ્ટ અર્થ—સુવર્ણથી શણગારેલી અને સુવર્ણના અલંકાર રહિત એવી કન્યા જ્યારે વિધવા થઈ ત્યારે તેનો પતિ ઘેર રડે છે.

ગૂઢાર્થ—સુવર્ણાલંકૃતા (સારી કાંતિવાળી) અને સોનાના અલંકારોથી રહિત (એટલે કે નિર્ધન સ્ત્રી) વિધવા (વિશેષ ધણી જેણે કર્યો છે એવી વ્યભિચારિણી) થઈ તેથી તેનો પતિ ઘેર રડે છે.

૪૪૯

शंकरं पतितं द्रष्ट्वा पार्वती हर्षनिर्भरा ।
रुरुदुः पन्नगाः सर्वे हा हा शंकर शंकर ॥

સ્પષ્ટ અર્થ—શંકરને પડેલો જોતાં પાર્વતીને હર્ષ થયો. સર્પો (પન્નગ) હા શંકર! હા શંકર!! કહીને રડે છે.

ગૂઢાર્થ—શંકર (શં કર) શાંત કરનાર ઉત્તમ ચંદન વૃક્ષ, તેને પડેલું જોઈને પાર્વતી (પર્વતમાં રહેનારી કોઈ ભીલ સ્ત્રી) આનંદ પામી. કારણ, તેને સુખડના લાકડાં મળ્યાં. પણ સર્પો પોતાનું આશ્રયસ્થાન તૂટી પડવાથી રૂદન કરવા લાગ્યા.

૪૫૦

हनूहति हतारामे वानरा हर्षनिर्भराः ।
रुदन्ति राक्षसाः सर्वे हा हा राम हता हताः ॥

સ્પષ્ટ અર્થ—હનુમાને હતારામે (રામને મારતાં) સર્વે વાનરોને હર્ષ થયો. પણ સર્વ રાક્ષસો રડવા લાગ્યા—હા! હા! રામ હણાયો! હણાયો!

ગૂઢાર્થ—હનુરામે રાવણનો આરામ બગીચો (હતારામે) બાળતાં વાનરોને હર્ષ થયો. રાક્ષસો રડવા લાગ્યા કે હા! હા! બાગ બળી ગયો–બળી ગયો!

૪૫૧

देवराजो मया द्रष्टो वारिवारणमस्तके ।
भक्षयित्वार्कपर्णानि विषं पीत्वा क्षयं गतः ॥

સ્પષ્ટ અર્થ—જલગજના મસ્તક ઉપર મેં દેવરાજને જોયો. તે આકડાના પાન ખાઇને તથા વિષ (આકડાનું દૂધ) પીને નાશ પામ્યો.

ગૂઢાર્થ—હે દિયર! વારિવારણ (સેતુ) ના માથા પર અજ (બકરો) જોયો. જે આકડાના પાંદડાં ખાઇને તથા વિષ (પાણી) પીને ક્ષય (ઘેર) ગયો.

૪૫૨

तातेन कथितं पुत्र लेखं लिखं ममाज्ञया ।
न तेन लिखितो लेखः पितुराज्ञा न लोपिता ॥

સ્પષ્ટ અર્થ—પિતાએ પુત્રને કહ્યું–"હે પુત્ર! મારી આજ્ઞાથી લેખ લખ. ન તેન (તેણે લેખ ન) લખ્યો. અને આમ કરતાં પિતાની આજ્ઞા પણ લોપાઇ નહિ. તો આ કેમ થયું?

ગૂઢાર્થ—અહીં નતેનનો અર્થ નમ્રતાથી સમજવો.

૪૫૩

लम्बोदर तव चरणावादरतो यो न पूजयति।
स भवति विश्वामित्रो दुर्वासा गौतमश्चेति ॥

સ્પષ્ટ અર્થ—હે લંબોદર! જે તારા પગને આદરથી પૂજતો નથી, તે વિશ્વામિત્ર, દુર્વાસા અને ગૌતમ મુનિ થાય છે.

ગૂઢાર્થ—હે ગણપતિ! તારા ચરણને માનથી જે પૂજતો નથી તે વિશ્વામિત્ર-એટલે કે વિશ્વનો અમિત્ર-અર્થાત્ શત્રુ, દુર્વાસા-એટલે દુષ્ટ વાસનાવાળો અને ગૌતમ-એટલે પશુ થાય છે.

૪૫૪

अतनुज्वर पीडितासि बाले तव सौख्याय मतो ममोपवासः ।
रसमर्पय वैद्यनाथ नाहं भवदावेद्विलङ्घने समर्था ॥

સ્પષ્ટ અર્થ—હે બાલે! તું સખ્ત જ્વરથી પીડિત છે. માટે તને સુખ થવા માટે મારા મનથી લંઘન (ઉપવાસ) યોગ્ય છે. બાલા કહે છે—"હે વૈદનાથ! તમે કહેલ લંઘન કરવા હું સમર્થ નથી. માટે મને કંઈ રસ (રસાયણ) આપો.

ગઢાર્થ—અતનુ એટલે કે કામ જ્વરથી તું પીડિત છે માટે મમોપવાસ અર્થાત્ મારી પાસે રહેવું એ તારે માટે સુખકારક છે. સ્ત્રીએ કહ્યું—"હું તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવા સમર્થ નથી માટે એ રસ-પ્રેમ અર્પણ કરો.

४५५

रामं सीतां लक्ष्मणं जीविकार्थे विक्रीणीते यो नरस्तं च धिग्धिक् ।
अस्मिन्पद्ये योऽपशब्दान्न वेत्ति व्यर्थप्रज्ञं पण्डितं तं च धिग्धिक् ॥

જે માણુસ રામ, સીતા અને લક્ષ્મણ એ ત્રણને પોતાના પેટને માટે વેચે છે, તે માણુસને ધિક્કાર છે. આ શ્લોકના જે અપશબ્દ જાણતો નથી, તે પંડિત નિષ્ફળ બુદ્ધિનો છે માટે તેને ધિક્કાર છે.

ગૂઢાર્થ—અહીં રામ, સીતા અને લક્ષ્મણ એ અપ-શબ્દ કહેવાય. એને બદલે રામકં, સીતકાં અને લક્ષ્મણકં એવો પ્રયોગ થવો જોઇએ.

४५६

विलासिनी काञ्चनपट्टिकायां पाटीरपङ्कैर्विरही विलिख्य ।
तस्याः कपोले व्यलिखत्पवर्गं तवर्गमोष्ठे चरणे टवर्गम् ॥

સ્પષ્ટ અર્થ—કોઈ એક વિરહ વેદનાથી પીડાતા પુરુષે સોનાની પાટી પર ચંદનની શાહીથી એક વિલાસીની સ્ત્રીનું ચિત્ર કાઢયું, અને તેના ગાલ પર प વર્ગ લખ્યો. ઓષ્ટ પર त વર્ગ લખ્યો અને પગપર ट વર્ગ લખ્યો.

ગૂઢાર્થ—ગાલ પર प વર્ગ લખવાનું કારણ એ કે, પ વર્ગનું સ્થાન જે હોઠ છે તે હોઠથી તારા ગાલપર ચુંબન કરીશ. त વર્ગનું સ્થાન દંત છે. તે દંત વડે તારા હોઠને ચાવીશ અને તેમ કરતાં તું કદાપિ ક્રોધાયમાન થશે તો ट વર્ગનું સ્થાન જે મૂર્ધા (મસ્તક) તે નમાવી તને પગે લાગીશ.

नेतुः प्रयाणोन्मुखता समीक्ष्य नक्षत्रमुक्तावलिमस्य कण्ठे ।
अधारयत्सा स तु वासराणां संख्यापरोऽभूत्सखि कोऽत्र भावः ॥

સ્પષ્ટ અર્થ—પોતાનો પતિ વિદેશ જવાની તૈયારી કરે છે, એમ જાણી સ્ત્રીએ તેના ગળામાં નક્ષત્રમુક્તામાળા પહેરાવી. આ જોઇને તે પુરુષ દિવસની સંખ્યા ગણવા લાગ્યો. હે સખી! એમાં શો ભાવ છૂપાયો હશે?

ગૂઢાર્થ—નક્ષત્રમુક્તામાળા એટલે ૨૭ મોતીની માળા ગળામાં નાંખતાં પેલી સ્ત્રીએ એમ સૂચવ્યું કે નક્ષત્રના ઉદયકાળે એટલે કે સંધ્યા સમયે તમે વહેલા આવજો. પતિએ રવિ, સોમ, મંગળ વગેરે વારો ગણવા માંડયા અને સૂચના કરી કે હું સાત દિવસમાં આવીશ.

૪૫૮

मृगत्रयं भाति वपुष्यवेष फलानि चत्वारि सुमानि पंच ।
कपालषट्कं प्रमदालतायाः पृच्छन्ति मध्यं विदुषः कवीन्द्राः ॥

સ્પષ્ટ અર્થ—સ્ત્રી રૂપી લતાના શરીર પર ત્રણ મૃગ, ચાર ફળ, પાંચ ફૂલ અને છ કપોલ શોભે છે. એનો મધ્ય ભાગ કયાં છૂપાયો છે? આ પ્રશ્નનો ઉત્તર મોટા મોટા વિદ્વાન કવિઓને પૂછવામાં આવે છે.

ગૂઢાર્થ—બે નેત્ર ને એક નાભી એટલે ત્રણ મૃગ, બે સ્તન અને બે જઘન એટલે ચાર ફળ, બે હાથ, બે પગ અને એક મુખ એટલે પાંચ કમળ પુષ્પ અને બે ગાલ, બે કપાળ અને બે નિતંબ એ છ કપોલ. એટલે કે સાંધા છે.

४५९

इन्दीवराक्ष्याः स्फुटविद्रुमोष्ठ्याः संकेटमुद्दिश्य वने
चरन्त्याः ।
चोरैः समस्ताभरणानि हृत्वा नासामणि नोऽपत्द्तः
किमेतत् ॥

२५७ अर्थ—કમળ જેવા નેત્રવાળી, સ્પષ્ટ પ્રવાળ જેવા રાતા હોઠવાળી, સંકેત મુજબ વનમાં જતી કોઈ સુંદર સ્ત્રીનાં, ચોરે બધા અલંકારો લૂંટી લીધાં; પણ એમાં માત્ર નાકનું એક મોતી જ રહેવા દીધું. શું આ આશ્ચર્ય પામવા જેવું છે?

ગૂઢાર્થ—તે મોતીની ઉપરની બાજુએ નેત્રની કાળી કાંતિ અને નીચેની બાજુએ હોઠની રાતી કાંતિ પડવાથી, એ મોતીને ચોરે ગુંજાફળ (ચણોઠી) સમજી છોડી દીધું હતું.

४६०

काचिद्बाला रमणवसति प्रेषयन्ती करण्डं सा तन्मूले
सभयमलिखद्व्यालमस्यो परिष्टात् ।
गौरीनाथं पवनतनयं चम्पकं यास्य भावं पृच्छत्यार्यान्प्रति
कथमिदं मल्लिनाथ कवीन्द्रः ॥

२५०८ અર્થ—એક મુગ્ધ બાલાએ પોતાના સાસરે એક ફુલથી ભરેલો કંડિયો મોકલ્યો. કંડિયાની નીચેના ભાગમાં તેણે ભયંકર સાપનું ચિત્ર દોર્યું. તેના ઉપર શિવ, તેના ઉપર હનુમાન, તેના ઉપર ચંપાનું ફૂલ દોર્યું. મલ્લિનાથ આ બધાનો અર્થ વિદ્વાનોને પૂછે છે.

ગૂઢાર્થ—એ કંડિયામાં સુગંધથી ભરેલાં પુષ્પો હોવાથી, તેમાંનો સુવાસ વાયુ લઈ ન જાય માટે વાયુનો શત્રુ જે સાપ છે તેનું તેણે ચિત્ર ચીતર્યું. પુષ્પો એ કામદેવનાં બાણ છે, એટલે તેને કામદેવ ન ઉપાડી જાય તે માટે કામના શત્રુ શંકરનું ચિત્ર કાઢ્યું. સૂર્યદેવ પોતાના તેજસ્વી કિરણોથી પુષ્પોને સૂકાવી ન નાંખે તે માટે તેણે જન્મતાં જ સૂર્યનો શત્રુ એવા હનુમાન ચીતર્યા અને ભ્રમર આવીને પુષ્પોમાંથી મકરંદ રસ પી ન જાય તે માટે ભ્રમર જેના પર નથી બેસી શકતો એવું ચંપાનું પીળા રંગનું ફુલ ચીતર્યું.

૪૬૧

गता स किं स्थानं पथि सह तया का स्थितवती
नृपेणेत्थं पृष्टा सखि चतुरदूती स्थितवती ।
विलोक्यालंकारं निगमथ च शाकं नरपतिं निराकाङ्क्षं
चक्रे कथय कथमेतत्प्रभवति ॥

સ્પષ્ટ અર્થ—કોઈ એક રાજાએ એક નાયિકાને પોતાના મહેલમાં તેડાવી હતી. એટલામાં તેનો પતિ ત્યાં રાજમહેલમાં આવી ચઢ્યો. એને જોતાં જ રાજાએ તે નાયિકાને તેને ઘેર પહોંચાડી આવવા માટે દૂતીને આજ્ઞા કરી. દૂતીએ રાજાની આજ્ઞા મુજબ કર્યું અને પાછી મહેલમાં આવી. રાજાએ તેને પૂછ્યું–" તે નાયિકા તેને ઘેર ગઈ કે? રસ્તામાં તેની સાથે તેને મૂકવા માટે કોઈ ગયું હતું કે? તે ચતુર દૂતીએ તેના ઉત્તરમાં પોતાના હાથના અલંકારો

પર અને મેથીની ભાજી પર નજર કરી. રાજા એના કહે-વાનો મર્મ સમજી ગયો. એ ગૂઢાર્થ શું હશે ?

ગૂઢાર્થ—દૂતીએ પોતાની નજર હાથના જે અલંકાર તરફ ફેરવી હતી તેનું નામ પોંચી હતું. તે ઉપરથી તે બેર પહોંચી એમ સૂચવ્યું અને 'મેથી' એનો હિંદીમાં અર્થ 'હું હતી' મેં થી એમ થાય છે. તે ઉપરથી હું એની સાથે હતી એમ બતાવ્યું.

૪૬૨

હંસપે ગેહંદ, [૧]ગેહંદપર સંઘ[૨] હૈ,
સંઘપર સરોવર હૈ,
સરોવરપર ગિરિવર હૈ,
ગિરિવરપર ભ્રમર હૈ,
ભ્રમરપર કમળ હુ,
કમળ બીચ કોયલ બોલે,
કોયલપર કીર,
કીરપર મૃગજ ડોલત હૈ,
મૃગપેં મયંક[૩]
ચન્દ્રપર શેષનાગ રહે;
વેતાલ કહે રાજ વિક્રમ સુનો
હંસની ભાર ર્કિતા સહે.

વૈતાલ કવિ વિક્રમ રાજાને કહે છે કે–એક હંસાણી છે. તેના પર એક હંસ બેઠો છે. હંસની ઉપર એક હાથી

૧. હાથી ૨. સિંહ ૩. હરણના ચિન્હ જેવો.

બેઠો છે. હાથીની ઉપર સિંહ અને સિંહની ઉપર એક સરોવર છે. આ સરોવર માત્ર સરોવર નથી, પણ તેની પાસે પહાડ–ટેકરાઓ પણ છે. પહાડોની ઉપર ભોગી ભ્રમરો છે. ભ્રમરો કમળની અંદર બેઠેલા છે અને એ કમળની વચ્ચે કોયલ બોલે છે. આ કોયલની ઉપર એક પોપટ બેઠો છે, અને પોપટની ઉપર એક મૃગલો ચરી રહ્યો છે.

વળી મૃગલાની ઉપર હરણના ચિન્હવાળો ચન્દ્રમા છે અને તેવા ચન્દ્રની ઉપર શેષનાગ ગૂંછળું વળી બેઠો છે. આવી એ હંસણીની ઉપર આટલો મોટો ભાર છે.

## ગૂઢ અર્થ

પગથી માથા સુધી વર્ણન કરતાં કવિ વૈતાળ કહે છે કે:—હે વિક્રમ ! સ્ત્રી કે જેની ચાલ હંસ સમાન છે અને હાથીના સૂંઢ જેવી જેની બે જાંઘ છે. જાંઘની ઉપર સિંહની કમર જેવી પાતળી કમર છે અને તેના ઉપર સરોવરની ઉપમા જેવી નાભી છે.

આવો સરોવરસમ નાભીના ઉપર ગિરવર–પહાડની ઉપમા યોગ્ય સ્તનપ્રદેશ છે. સ્તનના ઉપર કાળા રંગની જે ડીંટડી છે તે ભ્રમર છે અને તેના ઉપર કમળ જેવું મુખ છે; તે કમળપર વચમાં કોયલ જેવો કંઠ છે.

કોયલની ઉપર પોપટ જેવું અણીયારૂં નાક શોભી રહ્યું છે. અને આવા સુંદર નાકપર મૃગલાંના જેવી ચકોર અને શ્યામ આંખો છે. આંખોની ઉપર ચન્દ્રમાના જેવું લલાટ–કપાળ છે. વળી ચન્દ્રની ઉપર એટલે કે કપાળની

ઉપર શેષનાગ જેવો ચોટલો છે. વળી આ ચોટલો ગૂંછળું વળેલો છે અને તે આખા એ પ્રદેશને અપૂર્વ શોભા આપી રહ્યો છે. આવી સુંદર યુવતીની આખી શરીરલતાનું આ વર્ણન છે.

૪૬૩

રામે ન દીધી રાવણા, ભીમે ન દીધી ભગદંત,
શંકરે ન દીધી ત્રિપુરા, સોહી દીધી મુજ કંથ.

અર્થ

એક નવોઢા યુવતીનો પતિ નજીવા કારણસર તેનાથી રીસાઈ ગયો અને તેની સાથે અબોલા લઈ સૂઈ રહ્યો. આ બનાવને બીજે દિને યુવતીએ પોતાની સખી આગળ વર્ણ-વતાં કહ્યું–" જે વસ્તુ રામે રાવણને આપી નહિ, જે ભીમે પોતાના કટ્ટા વેરી ભગદંતને ન આપી અને જે ભગવાન શંકરે પોતાના શત્રુ ત્રિપુરાસુરને ન આપી તે વસ્તુ મારા પતિએ મને ગઈકાલે રાતે આપી.

સખી આ ગૂઢ અર્થ સમજી ન શકી. તેણે કહ્યું– " એવી તે કયી વસ્તુ તેણે તમને આપી કે જેની તમે રસ-ભરી વાત કરી રહ્યાં છો ? "

નવોઢાએ કહ્યું–" રામચન્દ્રજીએ વીરતાપૂર્વક રાવણ સામે લડવાનું ચાલુ જ રાખ્યું અને પીઠ ન બતાવી, ભીમ-સેને ભગદંતને પીઠ ન આપતાં સામી છાતીએ લઢી તેને શિકસ્ત આપી. આવી જ રીતે મહાદેવે પણ ત્રિપુરાસુરને

પીઠ બતાવી નહોતી. તે જ પીઠ મારા પતિએ મને આપી. મતલબ કે પીઠ ફેરવીને રાતભર સૂઈ રહ્યા.

૪૬૪

એક સ્ત્રીનો પતિ પરદેશ જવાની તૈયારી કરવા લાગ્યો. સ્ત્રીએ પતિને વિનંતિ કરતાં કહ્યું:—

શિવ સૂત માતા નામ કે,
અક્ષર ચારસું લેત;
આદિ અંત મિલાય કે,
લીખવો કરો હુમેશ.

પતિ આ ગૂઢ અર્થ સમજી ન શક્યો પણ તેણે એ ભાવ સ્ત્રી આગળ ન જણાવ્યો. કદાચ એને કમઅક્કલનો ગણવામાં આવે એ ભયથી.

સ્ત્રી પતિના મુખપરથી આ ભાવ કળી ગઈ. તેણે સ્પષ્ટ સમજ આપતાં કહ્યું:—

"શંકરના પુત્ર ગણેશ અને ગણેશની માતા તે પાર્વતી. આ 'પારવતી' માં ચાર અક્ષર છે. એ ચાર અક્ષરમાંનો આદિ એટલે કે પહેલો અક્ષર પા અને છેલ્લો અક્ષર એટલે કે ચોથો અક્ષર **તી** એ બન્નેને મેળવતાં **પાતી** થાય તે પાતી અર્થાત્ પત્ર (કાગળ) મને હમેશાં લખ્યા કરજો."

૪૬૫

એક સતી વર સાતને,
ઈચ્છતી હતી એક વાર;

સમજે તે સાચું ગણે,
ગપ સમ ગણે ગમાર.

અર્થ

એક સતી સ્ત્રી સાત વરને ઇચ્છતી હતી. આ કાવ્યને જે સમજે તે સાચું ગણે અને જે ગમાર હોય તે એને ગપ કે મશ્કરી જાણે.

અહીં સાત વરને ચાહે છે એમ નહિ પરન્તુ વર-સાત=વરસાદને ચહાય છે એવો અર્થ નીકળે છે.

૪૬૬

હરિ[૧] ગરજ્યો હરિ[૨] ઉપજ્યો,
હરિ આયો હરિ[૩] પાસ;
જબ હરિ હરિમેં[૪] ગયો,
તબ હરિ ભયો ઉદાસ.

અર્થ

આ દુહામાં માત્ર હરિ શબ્દનો જ ચમત્કાર છે. એનો અર્થ એ છે કે જ્યારે વરસાદની ગર્જના થવા માંડી ત્યારે હરિ એટલે કે દેડકો ઉત્પન્ન થયો. હરિ–સાપ તે દેડકાને ખાવા માટે દોડ્યો. આથી ગભરાઈને દેડકો જળમાં નાસી ગયો. શિકારને પોતાના હાથમાંથી છટકી ગયેલો જોઈ હરિ એટલે કે સર્પ હતાશ થઇ ગયો.

---

૧ વરસાદ, ૨ દેડકો, ૩ સાપ, ૪ પાણી.

૪૬૭

રામ રામ સબ કોઈ કહે,
દશરથ કહે ન કોય,
એક વાર દશરથ કહે,
તો કોટિ યજ્ઞ ફળ હોય.

અર્થ

રાજા દશરથની પછી ગાદીએ કોને બેસાડવા તે પ્રશ્ન ઉપસ્થિત થયો. બધા પોકારી ઊઠયા—રામ! રામ! રામને જ ગાદી મળવી જોઈએ.

પરંતુ રાજા દશરથે રામનું નામ ન ઉચ્ચાર્યું. કારણ કે કૈકેયીને તેમણે વચન આપ્યું હતું કે ભરતને જ રાજગાદી આપીશ. પણ જો રાજા દશરથ એક જ વાર બોલે કે રામ! તો સૌના હૃદય હર્ષિત થઈ જાય અને કરોડ યજ્ઞ કર્યાનું ફળ આ પૃથ્વીને મળે.

૪૬૮

નાગીન[૧] બેઠી રાહમેં, બીરહી[૨] પહોંચી આય,
નાગીન દરમેં છૂપ ગઇ, બીરહી ડશી ન જાય.

અર્થ

પતિના વિરહથી વ્યાકુળ બનેલી એક સ્ત્રી પતિની શોધ માટે ભમતી હતી. વિરહવેદના એટલી તો પ્રબળ બની હતી કે રસ્તામાં બેઠેલી એક નાગણને જોતાં તે બોલી

---

૧ નાગણ. ૨ વિરહિણી.

ઊઠી—"હે ઝેરી નાગણ! તું કૃપા કરી મને ડંશ દે કે જેથી હું મરણ પામું અને આ વિરહવેદનાથી ટળું."

પણ નાગણે તેને ડંસ ન દીધો અને પોતેજ ચૂપચૂપ રસ્તાને ત્યાગી દરમાં ભરાઈ ગઈ.

આમ શા માટે થયું?

કારણ નાગણ ભય પામી કે હું આ દુઃખી સ્ત્રીને ડંસ દઉં તો કદાચ મારે પોતાને જ દુઃખી થવું પડે અને એ દુઃખની કલ્પનાને લીધે જ તે દરમાં તે લપાઇ ગઈ.

૪૬૯

મૈં જાણ્યા અધ શેર[1] હો,
તુમ તો પૂરે શેર[2];
હેમ[3] સૂતા[4] પતિ[5] વાહના,[6]
તામેં ફાર ન ફેર.[7]

અર્થ

એક સ્ત્રી એક પુરુષને કહે છે કે—"હું તો સમજી કે તમે અર્ધા શેર (વાઘ) છો. પરન્તુ તમે તો પૂરેપૂરા વાઘ નીકળ્યા. બીજા અર્થમાં કહીએ તો તમે પૂરા શેર વજન-વાળા નીકળ્યા અને આથીજ હિમાલય પર્વતની પુત્રી અને તેના પતિ શ્રી શંકર અને તેનું વાહન જે પોઠીયો છે તેનામાં અને તમારામાં કંઇજ તફાવત નથી.

---

૧ વાઘ, ૨ શેર વજન, ૩ હિમ=હિમાલય, ૪ પુત્રી, ૫ હેમ-સૂતાપતિ–શંકર, ૬ શંકરનું વાહન–પોઠીઓ.

મોતી લેને પિયુ ગયે, ખર સમુદ્ર તીર:
મોતી મિલે ન પીયુ ફીરે, નૈનાં ટપકત નીર;

નૈનાં ટપકત નીર, પીર અબ કાસો કહીયેં,
બીતે બારહુ માસ, પીયા બીનાં ઘરહીં રહીયેં.

કહે ગિરધર કવિ, નીંદભર કબહુ ન સોતી,
જર જાઓ વહી સિન્ધુ, જહાં નીપજત હે મોતી.

અર્થ

ખારા સમુદ્રમાં કે જ્યાં આગળ મોતી પાકે છે ત્યાં મોતીઓ લેવા માટે મારો પતિ ગયો છે. જતી વખતે ટૂંક સમયમાં જ પાછો આવવાનો એ વાયદો આપી ગયો છે. પરન્તુ આજે બાર–બાર મહિના થવા આવ્યા છતાં ન તો મોતી તેને મળ્યાં કે ન તો એ પાછો આવ્યો છે.

પતિના વિયોગથી હવે મને એક ક્ષણ પણ અકારી લાગે છે. વિરહવેદના મને બાળી રહી છે. અન્ન પર મને મન લાગતું નથી. નિદ્રાએ મારો ત્યાગ કર્યો છે. મારૂં અંતર ક્ષણે ક્ષણે પતિના નામને રટી રહ્યું છે હે પ્રભુ ! મારી આ અસહ્ય સ્થિતિ મને બેબાકળી બનાવી રહી છે, તું કૃપા કરીને જે સમુદ્રમાં એ મોતી પાકે છે તે સમુદ્રને આખાને બાળીને ખાખ કરી દે કે જેથી તેમાં પાકતા મોતીને માટે મારા જેવી સ્ત્રીનો પતિ મોતીની લાલચે ત્યાં

૧ આંખો.

જાય નહિ અને કોઇ સ્ત્રીને પતિ વિયોગે ઝુરવાનો સમય ન આવે.

૪૭૧

शमी[1] गर्भस्य[2] या गर्भः[3], तस्य गर्भस्य[4] यो रिपुः[5] ।
रिपु–गर्भस्य[6] यो गर्भः[7] स मे विष्णुः प्रसीदतु ॥

અર્થ

રાજા પરીક્ષિતની રક્ષાને માટે જે વિષ્ણુ ભગવાને ગર્ભ-ધારણ કર્યો હતો તે તમારી રક્ષા કરો.

૪૭૨

कुंभं कः प्रकरोति ? कालिपिकरः ? कः शंभुजकाऽशुभाभव्ये, का हरिसूः ? अपात् दितिजजंकः : को हरेवटिकः ।
मत्प्रश्नोत्तरमध्येगार्णनिकरैः, नामानमव्यादजा, यां ब्रह्माच्युत-शंकरेन्द्र प्रमुखा, देवास्तुवन्त्यन्वहम् ॥

અર્થ

ઘડો કોણ બનાવે છે? લખવાવાળી વસ્તુ[9] શું છે? મહાદેવનો પુત્ર કોણ છે?[10] મંગળકાર્યમાં અશુભ કોણ છે?[11] હરિ–કૃષ્ણની માતા કોણ છે?[12] પ્રહ્લાદની રક્ષા કોણે કરી?

---

૧. શમીવૃક્ષ. ૨. શમીવૃક્ષની લાકડીનો ગર્ભ એટલે અગ્નિ. ૩. અગ્નિનો ગર્ભ–સૂર્ય. ૪ સૂર્યનો ગર્ભ કર્ણ. ૫. કર્ણનો શત્રુ અર્જુન. ૬ અર્જુનનો ગર્ભ અભિમન્યુ. ૭ રાજા પરીક્ષિત (અભિમન્યુનો પુત્ર.)

હરિવિષ્ણુને લઈ જનારો કોણ ?[14] મારા આ પ્રશ્નના ઉત્તરની વચ્ચેના અક્ષરોને મેળવવાથી જેનું નામ નીકળે છે એ બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ આદિ દ્વારા નિત્ય સ્તુતિ કરનારી એવી ભગવતી એની રક્ષા કરો.

ઉત્તર

૮. કુલાલ (કુંભાર), ૯. કલમ, ૧૦. કુમાર, ૧૧. વિધવા, ૧૨. દેવકી, ૧૩ નૃસિંહે, ૧૪. વિહંગ (ગરૂડ).

૪૭૩

यन्नाम्नः प्रथमाक्षरं विजयते भानौ द्वितीयाक्षरम्<br>नित्यं नृत्यति सत्कवीन्द्र वदने, भूत्वान्त वर्णद्वियम् ।<br>रामो रा णमाजघान समरे, शंभोः शिरः शालिनी,<br>सा सर्वाक्षर मालिनी भवतु ते भाग्याय भागीरथी ॥

અર્થ

જેના નામનો પહેલો અક્ષર ભાનુમાં બિરાજે છે અને બીજો અક્ષર ગી = વાણી, સદૈવ શ્રેષ્ઠ કવિઓના મુખમાં નાચ્યા કરે છે, જેના અન્તના બે અક્ષર 'રથ' બનીને રામચન્દ્રે રાવણને યુદ્ધમાં માર્યો હતો અને સંપૂર્ણ અક્ષરોથી યુક્ત, શિવજીના મસ્તકની શોભા વધારનારી ભાગીરથી (ગંગા) આપના ભાગ્યને વધારો.

# હાજર - જવાબી

## વિભાગ ૨ જો



# હાજર-જવાબી

પ્રશ્ન અને જવાબ એ પણ બુદ્ધિને ચમકાવવામાં, તેને કસવામાં અને એ દ્વારા આનંદ—ગમ્મત કરાવવામાં અગત્યનો ભાગ ભજવે છે. ગમે એ પ્રશ્નના જવાબ તમે તરત જ આપી શકો તો તમારી વિદ્વતાની છાપ સામા માણસ પર જરૂર પડવાની અને આવા પ્રકારના પ્રશ્નોત્તર અભ્યાસી, ઊંડા જ્ઞાન—વાચનવાળો અને જેનામાં હાજરજવાબીના તત્વો છે તે સહેલાઈથી આપી શકે છે.

પ્રશ્નોત્તરની પ્રથા આજકાલની નથી. સદીઓ પહેલાની છે. પૌરાણિક કાળમાં પણ બુદ્ધિ ચકાસવા માટે ગુરૂ શિષ્યને, રાજા પંડિતને, સ્ત્રી પુરુષને પ્રશ્નો પૂછી તેની બુદ્ધિનું માપ કાઢતાં. આવા પ્રશ્નોત્તરમાં આનંદ, બુદ્ધિના ચમકારા અને બુદ્ધિની વૃદ્ધિ પણ થતી. પ્રશ્નોત્તરનો આ એક મોટામાં મોટો લાભ છે.

રાજા ભોજ અને કવિ કાલિદાસ, શહેનશાહ અકબર અને બીરબલ, રાજા વિક્રમ અને વૈતાળ એ વચ્ચે — આ રાજવીઓના દરબારમાં સદા બુદ્ધિનો વિલાસ ખેલાતો. પ્રશ્નોની ઝડીઓ વર્ષતી, બુદ્ધિ કામ ન કરે અને અવનવા એવા પ્રશ્નો વિદ્વાનો–કવિઓ સમક્ષ મૂકાતાં અને તેના જવાબ વાળવામાં જે સ્પર્ધા થતી, જે નવા તુક્કાઓ ઊઠતા, અને જે બુદ્ધિના ચમકારાભર્યા હાજર જવાબો અપાતા તે ખરેખર અવર્ણનીય જ હતા આ બુદ્ધિપ્રિય રાજવીઓએ મુખ્યત્વે બુદ્ધિનો જ વિલાસ ખેલ્યો છે અને એમાં જ તેમણે કીર્તિ અને જ્ઞાન મેળવ્યાં છે.

હાજરજવાબી દ્વારા જ્ઞાનવૃદ્ધિ થાય છે, ઝટ જવાબ વાળવાની બુદ્ધિ આવે છે અને જ્ઞાન સાથે ગમ્મત મળે છે. આ ધાંધલીયા જમાનામાં એનું મહત્વ વિસરાતું જાય છે. આવા જ્ઞાનવૃદ્ધિના પ્રયોગોને ભુલી લોકોએ બીજી જ દિશા પકડી છે, જે ખરેખર શોકનીય છે.



# નાયિકાના સખીને પ્રશ્નો



[ એક નાયિકા પોતાની સખીને જુદા જુદા પ્રશ્નો પૂછે છે. સખી એ પ્રશ્નોના ઉત્તરમાં સજ્જન-પ્રિતમ જ કહે છે. નાયિકા તેના એ ઉત્તરને ખોટા કહી સાચા જવાબ કહે છે. હિંદી ભાષામાં આવા પ્રશ્નોત્તરને મુકરિયાં પણ કહે છે. ]

૧

ચડતાં તો સુધ-બુધ વિસરાવે,
જાંઘ દાબનાં અતિ સુખ આવે;
બહુ બળવાન પણ ઉમરનો થોડો,
શું સખી સજ્જન ? ના સખી ઘોડો.

૨

બરસ બરસ વહ દેખમેં આવે,
મુંહ સે મુંહ લગા રસ પાવે;
વા ખાતિર મેં ખરચે દામ,
ઐ સખી સાજન ? ના સખી આમ.[1]

---

૧. આંબો-કેરી.

૩

લાંબે પગલે ચાલે પ્રીતે, ખડખડ થાય નહીં એ રીતે;
ઊઠી નાસતો એ શિર તૂટ, શું સખી સજ્જન?
ના સખી ઊંટ.

૪

કસ કે છાતી પકડે રહે, મુંહ સે બોલે બાત ન કહે,
ઐસા હૈ કામિન કા રંગિયા, ઐ સખી સાજન?
ના સખી અંગિયા.

૫

નિશદિન રહે છે નેત્ર હજુર, પલક એક પરઠે નહિ દૂર;
ગરૂઓ ગુણ મર વરવો વેષ, શું સખી સજ્જન?
ના સખી અંજન.

૬

શોભા નિત્ય ભરે ભરપૂર, આંખોથી ન રહે ક્ષણ દૂર,
આઠે પોર કરે મન રંજન, શું સખી સખી સજ્જન?
ના સખી–અંજન.

૭

રાત દિવસ ઉર ઉપર રહે, ઉભય કુચ મુજ તાણી ગૃહે,
ચડી, ઊતરી ઉર નાંખે રોળી, શું સખી સજ્જન?
ના સખી–કાંચળી.

૮

રાહ ચાલતાં અંબર ગ્રહે, જુએ ન કાંઈ વળગ્યો રહે,
શું કહું વાળે દુઃખનો આંટો, શું સખી સજ્જન?
ના સખી–કાંટો.

૯

આવો સ્કંધ ઉપર પડે, મુજ મસ્તક શોભા એ વડે;
તેલથી મરદન તન કરૂં, શું સખી સજ્જન ?
ના સખી–કેશકલાપ–ચોટલો.

૧૦

આઠ અંગુલ કા હૈ વહ અસલી, ઉસકે હડ્ડી[1] ન ઉસકે પસલી;[2]
જટાધારી ગુરુ કા ચેલા, એ સખી સાજન ?
ના સખી–કેલા.

૧૧

ફૂર ફૂર કરૂં તો દોડા આએ, છન આંગન છન બાહર જાએ;
દીહલ છોડ કહીં નહિં સુતતા, ઐ સખી સાજન ?
ના સખી કુત્તા.

૧૨

ટટ્ટી તોડ કે ઘરમેં આયા, અરતન, બરતન સબ સરકાયા;
ખા ગયા પી ગયા દે ગયા બુત્તા, ઐ સખી સાજન ?
ના સખી કુત્તા.

૧૩

છોટા હૈ પર ગાંઠ ગઠીલા, મોટા હૈ પર બહુત રસીલા;
ઉસકે રસસે ભર ગયા હંડા, કા સખી ! સજ્જન ?
ના સખી–ગંડા[3]

૧૪

ઉંચી અટારી પલંગ બિછાયો, મૈં સોઇ મેરે શિરપર આયે,
ખુલ ગઈ અંખિયાં ભઇ આનંદ, એ સખી સાજન ?
ના સખી ચંદ.[4]

---

૧. હાડકાં, ૨ પાંસળાં.

૩. ગંડા એ નામની એક શેરડી. આ શેરડીમાં રસ પુષ્કળ પ્રમાણમાં હોય છે, એને જ્યારે પીલવામાં આવે છે ત્યારે હાંડે હાંડા રસ નીકળે છે. ૪. ચાંદો.

૧૫

અર્ધ રાત્રિ આવ્યો આગાર, શું કહું શોભાનો નહિ પાર;
વાધ્યો અવરેખતાં આનંદ, શું સખી સજ્જન?
ના સખી—ચંદ.

૧૬

અતિ નિર્મલ સુંદર સુખદાયક, તનકી તપન બુઝાવન લાયક,
નિશિકો પતિ આનંદકો કંદ, સખી કોઈ સજ્જન?
ના સખી ચંદા.

૧૭

જાય છાતપેં પલંગ બિછાયો, વો નિગોડા સો ઢિગ આયો;
મેરો વાકો પડ ગયો ફંદા, કયોં સખિ સજ્જન?
ના સખી ચંદા.

૧૮

નિત મેરે ઘર વહ આવત હૈ, રાત ગએ ફિર જાવત હૈ;
ફંસત અમાવસ ગોરિ કે ફંદા, ઐ સખી સાજન?
ના સખી—ચંદા.

૧૯

છકયો જોઇને પીન પયોધર, લલચાણો જોઈ અંબર;
કર્યો ઉપકાર વિલોકીને તટ, શું સજ્જન?
ના સખી—ચાતક.

૨૦

મુજ મસ્તક પર ચડીને બેઠો, કેશ ગ્રહી ઉતરે નવ હેઠો;
ધરે ન કોય વડીલનો ધાક, શું સખી સજ્જન?
ના સખી—ચાક.

૨૧

ઊંચે જોવા ચઢી અગાસી, શીતળ શોભે કાંતિ ખાસી,
પણ મેં તો અવલોક્યો માંદો, શું સખી સજ્જન?
ના સખી—ચાંદો.

૨૨

સમધનકોં હાથીકો ભાવે, છોટા મોટા નાંહિ સુહાવે,
ઢુંઢ ઢાંઢકે લાઈ પૂરા, ક્યોં સખિ સજ્જન?
ના સખી—ચૂરા.

૨૩

અંગો મેરે લિપટા રહે, રંગ રૂપકા સબરસ પિએ;
મૈં ભર જનમ ન વાકો છોડા, એ સખી સાજન?
ના સખી-ચૂડા.

૨૪

મધુર રૂપાળા રાગ આલાપે, વીરહી જનનાં હૃદય સંતાપે;
સુંદર વંશની પ્રકટ પ્રવીણા શું સખી સજ્જન?
ના સખી—જંત્ર.

૨૫

નિતદિન મારા પકડે પાય, ગાયન મુજ સમીપે ગાય;
દરેક સમે રહે છે હાજર, શું સખી સજ્જન?
ના સખી—ઝાંઝર.

૨૬

વહ આવે તબ શાદી હોયા, ઉસ બિન દૂજા ઓર ન કોય,
મીઠે લાગેં વાકે બોલ, એ સખી સાજન?
ના સખી—ઢોલ.

૨૭

મદ ભર જોર હમેં દિખલાવે, મુફ્ત મેરે છાતી ચઢ આવે;
છૂટ ગયા સબ પૂજા જપ, એ સખી સાજન ?
ના સખી–તપ.

૨૮

જબતેં ભનક પરી મો કાન, તબતેં ભૂલે સુધિબુધિ જ્ઞાન,
લાગ્યો ચિત્તમેં બાકો ધ્યાન, સખી કોઈ સજ્જન ?
ના સખી–તાન.

૨૯

રાત સમય મેરે ઘર આવે, ભોર ભયે વહ ઊઠ કર જાવે;
યહ અચરજ હે સબસેં ન્યારા, બયોં સખિ સજ્જન ?
ના સખી–તારા.

૩૦

તરણી કરતાં વધતું તેજ, આંખ ઉઘડતાં નિરખ્યો એજ;
સકળ સ્વરૂપે શોભિત સારો, શું સખી સજ્જન ?
ના સખી–તારક.

૩૧

દાસીતેં મેં મોલ મંગાયો, અંગ અંગ સબ ખોલ દિખાયો;
વાસો મેરો ભયો જુ મેલ, કયોં સખી સજ્જન ?
ના સખિ–તેલ.

૩૨

સબજ રંગ એ, મુખ પર લાલી, ઉસ પીતમ ગલ કંઠી કાલી;
ભાવ સુભાવ જંગલ મેં હોતા, એ સખી સાજન ?
ના સખી–તોતા.[1]

---

૧. પોપટ.

૩૩

અતિ સુરંગ હે રંગ રંગીલો, હે ગુણવંત બહુ ચટકીલો,
રામ ભજન બિન કભી ન સોતા, ક્યોં સખી સજ્જન ?
ના સખી–તોતા.

૩૪

દેખી રૂપ મન અતિહી હરખો, શોભા તાકીહી કોં કરખો;
લખિ ચિત બિન કિનોં મેં અર્પણ, સખી કોઇ સજ્જન ?
ના સખી-દર્પણ.

૩૫

વાટ ચાલતાં મળીઓ મુજને, હતી એકલી કહું છું તુજને;
આપ્યો મુજ ઉરને આરામ, શું સખી સજ્જન ?
ના સખી–દામ.

૩૬

ગળે વળગીને કરી મદમાતી, આંખો ઉભય કરી મમ રાતી;
વિશેષ એવા લક્ષણ વારૂ, શું સખી સજ્જન ?
ના સખી–દારૂ.

૩૭

સિગરિ રેન વહ મો સંગ જાગ્યો, ભોર ભયો તો
વિછુરન લાગ્યો;
વાકે બિછુરત ફાટે હિયા, ક્યોં સખિ સજ્જન ?
ના સખી–દિયા.[૧]

૩૮

સોડ વિષે સંતાઈ આવ્યો, ભલો ભુવન મારામાં આવ્યો;
સ્નેહવંત એ સદૈવ જીવો, શું સખી સજ્જન ?
ના સખી-દીપક.

---

૧. દીવો.

૩૯

કનક તનક જાકે હેં આગે, નેહ ભરી વતિયન નિશિ જાગે;
શીશ ડુલાઈ હરે જો હિયો, સખિ કોઈ સજ્જન ?
ના સખી–દીવો.

૪૦

મુખ મેરા ચૂમત દિન રાત, હોંઠે લગત કહત નહિ વાત;
જાસે મેરી જગમેં પત, અ સખી સાજન ?
ના સખી–નથની. ( વાળી )

૪૧

આશ્રિત જનને આપ ઉગારે, પકડે તેને પાર ઉતારે;
ભલો ભિતર ઉપકારી ભાવ, શું સખી સજ્જન ?
ના સખી–નાવ.

૪૨

મુખ સમીપ અહોનિશ ઘૂમે, મારા અધર તણો રસ ચૂમે;
ખસેડી તેને સંશય ખોતી, કહો સખી સજ્જન ?
ના સખી–નાકની વાળી.

૪૩

રાત દિવસ એ આવ્યા કરે, બેસું હું ખુલ્લે બારણે;
એનો હર્ષ બતાવું કયાંય, શું સખી સજ્જન ?
ના સખી–પવન.

૪૪

આપ હીલે, મોહે હીલાવે, ઇચાકો હીલનો મોરે મન ભાવે;
હીલા હુલાકર છાતી પર રખા, કહો સખી સજ્જન ?
ના સખી–પંખો.

૪૫

માસ છ માસે મુજ ગ્રહ આવે, આપ હલે ને મુને હલાવે;
નામ આપતાં આવે શંકા, શું સખી સજ્જન ?
ના સખી–પંખો.

૪૬

પાકાઈ છે તો તનમાં પૂરી, પણ પરગજુ કાયા છે શૂરી;
શોભા સભા તણી સુખદાન, શું સખી સજ્જન?
ના સખી—પાન.

૪૭

મો ખાતિર બજારસે આવે, ફેરે સિંગાર તબ ચૂમા પાવે;
મન બિગડે નિત રાખત માન, એ સખી સાજન?
ના સખી—પાન.

૪૮

પ્યારી ભણી વાણી વદે, ડોલે પીને મધુનો પ્યાલો;
રામ ભજન વિણુ એ નથી સુતો, શું સખી સજ્જન?
ના સખી—પોપટ.

૪૯

સુણી વાણી રાખ્યો ઉમંગે, આશક થઇ હું સુંદર રંગે;
ઉર કરી થાપ, ગયો દઇ ચૂક, શું સખી સજ્જન?
ના સખી—પોપટ.

૫૦

હાટ ચલત મૈં પડા જો પાયા ખોટા ખરા મૈં ન પરખાયા;
ના જાનૂં વહ હૈગા કૈસા, એ સખી સાજન?
ના સખી—પૈસા.

૫૧

દેખીતો લાગ્યો બેડોળ, અંતર ખેદ્યો બણ્યો અમોલ;
શું કહું સ્વાદ લીધો મેં રસકસ, શું સખી સજ્જન?
ના સખી—ફણસ.

૫૨

મારે મુખ થકી પિચકારી, રેલ ઉડાવે રસની સારી;
જીવક જાણી ગણ્યો મેં પ્યારો, શું સખી સજ્જન?
ના સખી—ફુવારો.

૫૩

કોમળતા દેખી રઢ લાગી, હૈયે ધરવા થઈ અનુરાગી;
નહિ સાંપડયે પ્રગટ્યું શૂળ, શું સખી સજ્જન?
ના સખી—ફુલ.

૫૪

આંખ ચલાવે ભાૈં મટકાવે, નાચ કૂદ કૈ ખેલ ખિલાવે,
મન મેં આવે લે જાઉં અંદર, એ સખી સાજન?
ના સખી—બંદર.[1]

૫૫

ઉછલ કૂદ કે વહ જો આયા, ધરા ઢયા વહુ સબ કુછ ખાયા;
કોડ ઝમેટ જા બૈઠા અંદર, એ સખી સાજન?
ના સખી—બંદર.

૫૬

પડી થી મેં અચાનક ચઢ આયો, જબ ઉતર્યો તો પસીનો આયો;
સહમ ગઈ નહિ સહી પૂકાર, એ સખી સાજન?
ના સખી—બુખાર.[2]

૫૭

રસનો ભોગી રૂડો કહે, શિરપર મારા ભમતો રહે;
દેખી એને હું થઈ દંગ, શું સખી સજ્જન?
ના સખી—ભ્રમર.

---

૧. વાંદરો. ૨. તાવ.

૫૮

વેર વેર સોકતહિં જગાવે, ના જાગૂં તો કાટે ખાવે,
વ્યાકુળ હુઈ મૈં હક્કી બક્કી, એ સખી સાજન?
ના સખી—મકખી.

૫૯

જબ મોરે મંદિર આવે, સોતે મુઝકો આન જગાવે,
પઢત ફિરત વહ વિરહકે અચ્છર, ક્યોં સખી સજ્જન?
ના સખી—મચ્છર.

૬૦

આવીને વળગ્યો મુજ અંગે, આકુળ વ્યાકુળ કરી સ્વર ભંગે;
છૂટે નહિ મૂળમાંથી છોડયો, શું સખી સજ્જન?
ના સખી—મંકોડો.

૬૧

મારા તનપર તૂટી પડયો, લથબથ કરીને પંથે નડયો;
હું નાઠી મૂકી મરજાદ, શું સખી સજ્જન?
ના સખી—મેહ.

૬૨

આઠ પહર મેરે બિચ રહે, મીઠી પ્યારી બાતેં કહે;
શ્યામ બરન અરૂ રાતે નેના, ક્યોં સખી સજ્જન?
ના સખી—મેના.

૬૩

ઐસી સચિર ચન્દ્રિકા સોહે, બરન સાંવરા મનકોં મોહે,
મધુરે બોલન ચિતકો ચોર, સખી કોઇ સજ્જન?
ના સખી—મોર.

૬૪

ગોળ મટોળ મને તો ગમે, રમણીઓના હૃદયે રમે;
શીતળ ને સુખદાયક જ્યોતિ, શું સખી સજ્જન?
ના સખી—મોતી.

૬૫

કળાવાન ને કાન્તિહાર, મુજ આંગણે કરે લલકાર;
શીખી આવ્યો છે સુંદર શોર, શું સખી સજ્જન ?
ના સખી–મોર.

૬૬

નીલા કંઠ ઔર પહિરે હરા, સીસ મુકુટ નાચે વહ ખડા;
દેખત ઘટા અલાપૈ ચોર, ઐ સખી સાજન ?
ના સખી–મોર.

૬૭

મેરા મુંહ પોંછે મોકો પ્યાર કરે, ગરમી લગે તો બચાર કરે;
ઐસા ચાહત સુન યહ હાલ, ઐ સખી સાજન ?
ના સખી–રૂમાલ.

૬૮

જબ માંગૂ તબ જલ ભર લાવે, મેરે મનકી તપન બુઝાવે;
મન કા ભારા તનકા છોટા, ઐ સખી સાજન ?
ના સખી–લોટા.

૬૯

નિશદિન સ્થિર થૈ આંગણુ રહે, તડકો તાઢ સર્વ તે સહે;
ભૂખ ન લાગે જોતાં અક્ષ, શું સખી સજ્જન ?
ના સખી–વૃક્ષ.

૭૦

મારગડેથી જાતાં મોહી, જીગરમાં હરખી જીવન જોઈ;
એ પછી એના ગઇ અગાડી, શું સખી સજ્જન ?
ના સખી- વાડી

૭૧

ઘડી ઘડી ઘર ઠેકી આવે, વખત–કવખત ન લાવે;
ગણે ના આદર તથા અનાદર, શું સખી સજ્જન ?
ના સખી–વાંદર.

૭૨

સેજ પડી મેરે આંખો આયા, ડાલ સેજ મોહિં મજા દિખાયા;
કિસસે કહૂં મજા મૈં અપના, એ સખી સાજન ?
ના સખી–સપના.

૭૩

કેમ રોકાઈ રહ્યો તું વિહારી, અર્ધ રાત્રિ લીધી શુદ્ધિ સારી;
હવે કરો ઝટ શાન્ત શરીર, શું સખી સજ્જન ?
ના સખી–સમીર.[1]

૭૪

મોટું પેટ શકાય ન માપી, મરજાદા લોપે ન કદાપિ;
નૌતમ ગુણનો એવો નાગર, શું સખી સજ્જન ?
ના સખી–સાગર.

૭૫

જ્યાં જાઉં ત્યાં દોટો દહાડે, ગેલ કરી નાના વિધ લાડે;
મુખ ચુંબન કરવા મસ્તાન, શું સખી સજ્જન ?
ના સખી–શ્વાન.

૭૬

આઘો કહું તો આગળ આવે, ચુંબન કરતાં શરમ ન લાવે;
બોલ્યા વિણુ નહિ રહે અછત્તો, શું સખી સજ્જન ?
ના સખી–શ્વાન.

૭૭

અતિ સુંદર ચાહે જગ જેને, લોભાણી હું જોઈ તેને;
કીધું તેણે મુજ મન હર્ણ,[2] શું સખી સજ્જન ?
ના સખી–સુવર્ણ.[3]

૭૮

રાતો તાત બન્યો રીસાઈ, મધ્યાન્હે કોપ્યો મન માંહી;
દયા કરી દિલની સહુ દૂરજ, શું સખી સજ્જન ?
ના સખી–સૂરજ

---

૧. પવન. ૨. હરણ કર્યું–વશ કર્યું. ૩. સોનું.

૭૯

સિગરી રૈન છાતિપેં રાખા, ઉસકા રસકસ મૈંને ચાખા;
ભોર[1] ભયો તબ દિયો ઉતાર, ક્યોં સખિ સજ્જન?
ના સખી–હાર.

૮૦

ખુલ ગઈ ગાંઠ ખુલે નહિ ખોલે, જહાં તહાં મેરે સંગ ડોલે;
હિયે વિરાજત હોય ન ભાર, ક્યોં સખી સજ્જન?
ના સખી–હાર.

૮૧

મનહર દેખકે મૈંને બુલાયા, ખા રસકસ ઉસને પાયા;
ભોર ભયા જબ દિયા ઉતાર, કાં સખી સજ્જન?
ના સખી–હાર.

૮૨

થરથર કંપાવે છે કાયા મારી, અગ્નિ ઉડાડે છાતી માંય;
અધર ચીરી નાંખે ઠરી, શું સખી સજ્જન?
ના સખી–હિમ્મત.

૮૩

આપ જલે ઔર મોહે જલાવે, પી પી કે મોરે મુંહ આવે,
એક મૈં અબ માસંગી મુક્કા, ઐ સખી સાજન?
ના સખી–હુક્કા.

૮૪

ન્હાય ધોય સેજ મેરી આયો, લે રમા મુંહ મુંહ યેહિં લગાયો;
ઈતનિ બાત પૈ થુક્કમ થુક્કા, ઐ સખી સાજન?
ના સખી–હુક્કા.



૧. સવાર.

# પ્રશ્નોત્તરી



પ્રશ્નો પૂછવાથી બુદ્ધિનો વિકાસ થાય છે, ઉત્તર આપવાની ઝડપ વધે છે અને જ્ઞાન વિસ્તૃત થાય છે. આપણી બુદ્ધિને, આપણા સંઘરેલા જ્ઞાનને પુષ્ટિ મળે છે અને પોષણ મળતાં તે એવડું ફાલે છે.

પ્રશ્નોત્તરી જેમ વધુ ઝડપથી થઇ શકે તેમ વધુ કસોટી થાય છે. એક પછી એક પ્રશ્નોના ઉત્તર તમે આપતાં જ જાવ તો પૂછનાર પણ થાકી જશે અને તમારી વાહવાહ પોકારશે. એનાથી પ્રશ્નો પૂછનાર અને તેના ઉત્તર વાળનારને એક પ્રકારનો માનસિક આનંદ મળશે અને બન્ને પોતાના જ્ઞાનની વૃદ્ધિ કરી શકશે.

### પ્રશ્ન

૧—લગ્ન સમયે સ્ત્રીઓ શેનો લેપ કરે છે?

૨—કોણ માન પામતું નથી?

૩—વિકલ્પરૂપી પદ કયું?

૪—સૂર્ય શું કરે છે?

૫—મદથી વિહ્વળ બનેલી સ્ત્રી કોને પ્રાર્થે છે?

૬—આયુષ કેવી રીતે જાય છે?

૭—કોનો અનાદર થાય?

૮—કમળ શાથી શોભે છે?
૯—ક્યાં ફળનાં હાડકાં બહાર છે?

### ઉત્તર

૧–પીડી, ૨–દરિદ્રી, ૩–વા, એટલે કે અથવા, ૪–દિવસને બનાવે છે, ૫–નરનો, ૬–ત્વરિત વેગથી, ૭—રંકનો, ૮–ભ્રમરથી, ૯—નાળિયેરના.

### પ્રશ્ન

૧૦—કયા પશુની ડોક લાંબી હોય છે?
૧૧—કામિનીઓમાં જણુતી વખતની વેદના કોણ જાણે છે?
૧૨—શિવે કોને બાળી નાખ્યો?
૧૩—કર્ણને હણનાર કોણ?
૧૪—નદીનો કિનારો કોણ ભાંગે છે?
૧૫—પરસ્ત્રીઓમાં આસક્ત કોણ હોય છે?
૧૬—યુદ્ધમાં તૈયારી કોણ કરે છે?
૧૭—કુચનું ભૂષણ શું?
૧૮—ઉન્મત્ત હાથી કેવો હોય છે?

### ઉત્તર

૧૦–ઊંટની, ૧૧–પ્રસૂતા, ૧૨–કામદેવને, ૧૩–અર્જુન, ૧૪–પૂર, ૧૫–જાર, ૧૬–શત્રુ, ૧૭–હાર, ૧૮–દાનીના જેવો.

### પ્રશ્ન

૧૯—રાજાએ માન આપવા લાયક કોણ?
૨૦—રાત્રે સાહસ કરનાર કોણ?
૨૧—આકાશ નિરંતર કેવું હોય છે?
૨૨—નાળિયેરમાં મધુ ક્યાં હોય છે?
૨૩—તૃષા શાથી શાંત થાય છે?

## ઉત્તર

૧૯–વિબુધ (પંડિત–દેવ અને બ્રાહ્મણ), ૨૦–નારી, ૨૧–નક્ષત્રની ગતિવાળું, ૨૨–અંદર, ૨૩–પાણીથી.

## પ્રશ્ન

૨૪—રાવણે રામને યુદ્ધમાં કેવો જોયો ?
૨૫—સૂર્ય ઉદયાચળના કયા ભાગમાં ઊગે છે ?
૨૬—કોની ચાલ મનોહર છે ?
૨૭—આકાશમાં કાન્તિથી શું શોભે છે ?
૨૮—લાકડી લઈને કોણ ચાલે છે ?
૨૯—પગે જવાને અગમ્ય શું ?

## ઉત્તર

૨૪–કાળ સરીખો, ૨૫–શિખરની ટોચે, ૨૬–અશ્વની, ૨૭–નક્ષત્રો, ૨૮–વૃદ્ધ, ૨૯–નદી.

## પ્રશ્ન

૩૦—સર્વ મનુષ્યો રાત્રિ–દિવસ કોની પ્રાર્થના કરે છે ?
૩૧—કાગડાની વસતી ખરેખરી ક્યાં હોય છે ?
૩૨—સ્ત્રીની પ્રીતિ ક્યાં હોય છે ?
૩૩—અગ્નિનું શમન કરનાર કોણ ?

## ઉત્તર

૩૦–લક્ષ્મી, ૩૧–સ્મશાનમાં, ૩૨–નવાં વસ્ત્રો અને નવાં પદાર્થો ઉપર, ૩૩–પવન.

## પ્રશ્ન

૩૪—પુરુષનું સંબોધન શું ?
૩૫—સર્પમાં શું હોય છે ?
૩૬—હે આર્ય ! કલહનાશક શું ?
૩૭—સુંદરીઓમાં શું હોય છે ?

૩૮—અગ્નિનું બીજ શું ?

ઉત્તર

૩૪–હે આર્ય ! ૩૫—ઝેર, ૩૬–મધુર ભાષણ, ૩૭–લીલા, ૩૮–હં, (એ અગ્નિ દેવતાના મંત્રનું બીજ છે.)

પ્રશ્ન

૩૯—હોઠનું ભૂષણ શું ?
૪૦—સ્થિર શું ?
૪૧—સ્ત્રીને પ્રિય શું ? અપ્રિય શું ?
૪૨—પ્રવીણ કોણ ?
૪૩—જીર્ણ વસ્ત્ર હીન શાથી ?
૪૪—દુષ્ટ માણસ કોની સ્તુતિ કરતો નથી ?

ઉત્તર

૩૯–રાતાશ, ૪૦–પર્વત, ૪૧–પતિ, અપ્રિય–દુશ્મન, ૪૨–પંડિત, ૪૩–નવાથી, ૪૪–બીજાની.

પ્રશ્ન

૪૫—સર્પનો શત્રુ કોણ ?
૪૬—દરિદ્રને ખુશ કરનાર શું ?
૪૭—ભિક્ષુકો કોનું સેવન કરે છે ?
૪૮—મેઘ શું છોડે છે ?
૪૯—લંગડાનું સંબોધન શું ?
૫૦—વાદળ વિખેરાઈ ગયા પછી નેત્રને કોણ આનંદ કરે છે ?

ઉત્તર

૪૫–ગારૂડી, ૪૬–દ્રવ્ય. ૪૭–વિહાર, ૪૮–પાણી, ૪૯–હે પંગુ !, ૫૦–ખંજન. એ નામનું એક પંખી.

પ્રશ્ન

૫૧—વિષ્ણુ ક્યાં સુવે છે ?
૫૨—મનુષ્યની અધમ વૃત્તિ કઈ ?

૫૩—મન શું જોઈને આનંદ પામે છે ?
૫૪—સર્વ દેવને વંદે કોણ ?

### ઉત્તર

૫૧-શેષે, ૫૨-ચાકરી, ૫૩-અદ્‌ભૂત વિષ્ણુનું રૂપ, ૫૪-મૃત્યુંજય ( શ્રી શંકર )

### પ્રશ્ન

૫૫—હે યોદ્ધા તારૂં સંબોધન શું ?
૫૬—હરિએ કોને ખેંચી ?
૫૭—તારા શત્રુ પાસે શું છે ?
૫૮—નવો શ્રીમન્ત કેવો હોય છે ?
૫૯—પાણી માંગનારો કોણ છે ?

### ઉત્તર

૫૫-સુભટ, ૫૬-પૃથ્વીને, ૫૭-ભય, ૫૮-હાથી જેવો ઉન્મત્ત, ૫૯-ચાતક.

### પ્રશ્ન

૬૦—મેઘથી શું મળે છે ?
૬૧—લક્ષ્મી સ્થિર કયાં છે ?
૬૨—રાજાને પ્રિય કોણ ?
૬૩—જળમાં મનોહર શું ?

### ઉત્તર

૬૦-ધારા, ૬૧-વિષ્ણુ પાસે, ૬૨-પ્રધાન, ૬૩-કમળ.

### પ્રશ્ન

૬૪—પૃથ્વી કોને સહન કરે છે ?
૬૫—સ્વર્ગમાં કોનાં નૃત્ય થાય છે ?
૬૬—પશુપતિનું વાહન શું ?
૬૭—સ્તન વિનાનું કોણ ?

### ઉત્તર

૬૪-બોજાને, ૬૫—અપ્સરાના, ૬૬-નંદી, ૬૭-નર (અર્જુન).

प्रश्न

૬૮—બીકણુ માણુસોને શું મળતું નથી ?
૬૯—પ્રભાતે દીવાની જ્યોત કેવી હોય છે ?
૭૦—કયે ઠેકાણે કદી પણુ વાળ ઉગતા નથી ?
૭૧—મન્મથને કોણે ઉત્પન્ન કર્યો ?

ઉત્તર

૬૮-વિજય, ૬૯-ઝાંખી, ૭૦-હાથમાં, ૭૧-શ્રીકૃષ્ણે.

પ્રશ્ન

૭૨—વર્ષાકાળ પૂરો થતાં કોણુ મદમુક્ત થાય છે ?
૭૩—શરદઋતુ કોને શોભાવે છે ?
૭૪—ચંચળ શું છે ?

ઉત્તર

૭૨-કૂતરો અને નદી, ૭૩-પૂનેમને, ૭૪-વીજળી.

પ્રશ્ન

૭૫—કસ્તુરી શેમાંથી ઉપજે છે ?
૭૬—હાથીના સમુદાયને કોણુ મારે છે ?
૭૭—યુદ્ધમાં બીકણુ માણુસ શું કરે છે ?

ઉત્તર

૭૫-મૃગથી ૭૬-સિંહ, ૭૭-નાસે છે.

પ્રશ્ન

૭૮—આકાશમાં કોણુ ચાલે છે ?
૭૯—રમ્યા કોણુ ?
૮૦—જપ કરવા યોગ્ય શું ?
૮૧—ભૂષણુ શું ?
૮૨—વંદ્ય કોણુ કહેવાય ?
૮૩—લંકા કેવી ?

ઉત્તર

૭૮-પક્ષી, ૭૯-લક્ષ્મી, ૮૦-ઋષભદેવની ઋચા, ૮૧-કંચન,

૮૨-પિતા, ૮૩-હનુમાનથી કંપેલી લંકા છે.

પ્રશ્ન

૮૪—સૌભાગ્યવતીઓમાં શાંત કોણ ?
૮૫—ઉત્તમ ગુણોવાળો રાજા કયો ?
૮૬—વિદ્વાનોને હંમેશ વંદન કરવા યોગ્ય શું ?

ઉત્તર

૮૪-સીતા, ૮૫-રામ, ૮૬-વિદ્યા.

પ્રશ્ન

૮૭—યુધિષ્ઠિર કોના પુત્ર ?
૮૮—ગંગા કોની જેમ વહન કરે છે ?
૮૯—હંસની શોભા શાથી ?

ઉત્તર

૮૭-ધર્મના, ૮૮-ત્વરિત વેગથી, ૮૯-ચાલથી.

પ્રશ્ન

૯૦—જમી રહ્યા પછી શેનું પાન કરવું ?
૯૧—જયંત કોનો પુત્ર ?
૯૨—વિષ્ણુપદ કેવું છે ?

ઉત્તર

૯૦-છાશનું, ૯૧-ઈન્દ્રનો, ૯૨-દુર્લભ છે.

પ્રશ્ન

૯૩—વિશ્વને મોહ પમાડનાર કોણ ?
૯૪—યશ કોને મળે ?

ઉત્તર

૯૩-કામદેવ ૯૪-કવિને

### પ્રશ્ન

૯૫—ભ્રમર રહિત ખીલેલું કમળ કેવું હોય છે ?
૯૬—કેવા જોશીઓ પૂજાય છે.
૯૭—ગંગાનો પિતા કોણ ?
૯૮—દ્રવ્યના લોભી કોણ ?
૯૯—પરમાર્થના લોભી સેવકો કોણ ?

### ઉત્તર

૯૫-ભ્રમર રહિત એટલે કે પ્રફુલ્લિત કમળ, ૯૬-જેની: બુદ્ધિ ભમી નથી એવા, ૯૭-હિમાલય, ૯૮-ધનવાનો,૯૯-મહાત્માઓ.

### પ્રશ્ન

૧૦૦—મારવાડમાં શેની તાણ પડે છે ?
૧૦૧—કમળપુષ્પમાં કોણ રહે છે ?
૧૦૨—કૃષ્ણે કોને માર્યો ?
૧૦૩—શીતળ વહેનારી ગંગા કેવી છે ?
૧૦૪—સ્ત્રીનું પોષણ કરવાને સમર્થ કોણ ?
૧૦૫—કયા બલવંતને ટાઢ સતાવતી નથી ?

### ઉત્તર

૧૦૦-પાણીની,૧૦૧-બ્રહ્મા, ૧૦૨-કંસને, ૧૦૩-કાશી તલ-વાહિની એટલે કે કાશીના સ્થાનમાં વહેનારી ગંગા છે. ૧૦૪-પુરુષ, ૧૦૫-ધાબળા વાળાને ટાઢ સતાવતી નથી.

### પ્રશ્ન

૧૦૬—મૃગલોચના કોને હસે છે ?
૧૦૭—પગ કોને હસે છે ?

### ઉત્તર

૧૦૬-તે પાનને હસે છે, કારણ પાન કરતાં અધર સુકોમળ

છે. ૧૦૭–૫૫ હંસને હસે છે. કારણુ હંસના કરતાં પણ એના પગની ગતિ ઉત્તમ છે.

### પ્રશ્ન

૧૦૮—શિવની કાંતા કોણુ ?
૧૦૯—ચન્દ્રના જેવું સુંદર કોણુ ?
૧૧૦—યાર સ્રીના મુખને શું કરે છે ?
૧૧૧—લક્ષ્મીનો પતિ કોણુ ?

### ઉત્તર

૧૦૮–ગૌરી, ૧૦૯–મુખ, ૧૧૦–ચુંબન, ૧૧૧–વાસુદેવ.

### પ્રશ્ન

૧૧૨—લોકમાતા કોણુ ?
૧૧૩—શરીરમાં મુખ્ય શું ?
૧૧૪—મનુષ્ય રતિક્રીડાની પૂર્વે શું કરે છે ?
૧૧૫—દૈત્યને મારનાર કોણુ ?
૧૧૬—પર્વત પુત્રી કોણુ ?
૧૧૭—આંખને રમણિય શું જણાય ?

### ઉત્તર

૧૧૨–અને ૧૧૬ નો ગૌરી, ૧૧૩–અને ૧૧૭ નો–મુખ, ૧૧૪–ચુંબન, ૧૧૫–વાસુદેવ,

### પ્રશ્ન

૧૧૮—સ્તનમંડળને કોણુ શોભાવે છે ?
૧૧૯—ઊમા કેવી છે ?
૧૨૦—ચન્દ્રમાને શોભા ક્યાંથી મળે છે ?
૧૨૧—રાવણે હરણ કરતાં સીતાજી શું બોલ્યાં ?

## ઉત્તર

૧૧૮–હાર, ૧૧૯–શિવજીમાં પ્રીતિવાળી, ૧૨૦–અંધકારથી ૧૨૧–હા ! રામ ! હા ! લક્ષ્મણ !

## પ્રશ્ન

૧૨૨—સૂર્યને શું હોય છે ?
૧૨૩—કવિને શું હોય છે ?
૧૨૪—યુદ્ધનો સાર શો ?
૧૨૫—ખેતીને ભય શેનો ?
૧૨૬—ભ્રમરો શેને રટે છે ?
૧૨૭—બળથી કોણ ભય પામે છે ?
૧૨૮—વિષ્ણુપદ કોને પ્રાપ્ત થાય છે ?

## ઉત્તર

૧૨૨–પ્રકાશ ૧૨૩–વાણી, ૧૨૪–યોદ્ધો, ૧૨૫–અનાવૃષ્ટિ, ૧૨૬–મકરંદ, ૧૨૭–ચાકર–પ્રજા વગેરે, ૧૨૮–ગંગાતીર પર સદાચરણથી નિરંતર રહેનાર ને.

## પ્રશ્ન

૧૨૯—કમળો ક્યારે ખીલે ?
૧૩૦—પતિ જતાં પ્રિયા શું કરે છે ?
૧૩૧—રાતના સદા વિરહની વેદના કોણ ભોગવે છે.
૧૩૨—સંતો શેની ઇચ્છા કરે છે ?
૧૩૩—લોભીઓને શું જોઈએ છે ?
૧૩૪—ઋષિઓને શું પ્રિય છે ?
૧૩૫—બ્રાહ્મણોને શું જોઈએ છે ?
૧૩૬—ખેડૂતો અને અભિમાની પુરુષો શું માગે છે ?

## ઉત્તર

૧૨૯–સૂર્યોદયે, ૧૩૦–રૂદન કરે છે, ૧૩૧–ચક્રવાકી, ૧૩૨–

માનની, ૧૩૩-ધન, ૧૩૪-વન કે એકાંત, ૧૩૫-દાન, ૧૩૬-વરસાદ અને અભિમાનીઓ વાહન તથા સિદ્ધિને ઇચ્છે છે.

પ્રશ્ન

૧૩૭—પાંડુરાજાની પત્નિ કોણ?

૧૩૮—ઘરની શોભા શું?

૧૩૯—રામનો શત્રૂ કોણ?

૧૪૦—અગત્સ્ય ઋષિનો જન્મ કયાંથી થયો હતો?

૧૪૧—સૂર્યનો પુત્ર કોણ?

૧૪૨—વિપરીત સમસ્યા કઇ?

ઉત્તર

૧૩૭-કુન્તી, ૧૩૮-પુત્ર, ૧૩૯-રાવણ, ૧૪૦-કુંભમાંથી, ૧૪૧-કર્ણ, ૧૪૨-કુંભનો પુત્ર રાવણ અને કુંભકર્ણ એ ઉલટી સમસ્યા થઈ.

પ્રશ્ન

૧૪૩—સ્ત્રીઓને કપાળે શું શોભે?

૧૪૪—બ્રહ્મદેવે કઈ સ્ત્રીનું મુખ જોવા માટે મના કહી છે?

૧૪૫—મહાદેવજીના કયા અંગમાં અગ્નિ છે?

૧૪૬—સૌભાગ્યવતી સુંદરીનું ભૂષણ શું?

૧૪૭—માછલાંનો સમુદાય કયાં રહે છે?

ઉત્તર

૧૪૩-સિંદુર, ૧૪૪-વિધવાનું, ૧૪૫-લલાટમાં, ૧૪૬-સિંદૂર બિંદુ, ૧૪૭-પાણીમાં.

૧૪૮—રજથી પણ નાનું કોણ?

લોભી

૧૪૯—પવનથી પહેલું કોણ?

મન

૧૫૦—દેવોથી દાનો કોણ ?
વિવેક
૧૫૧—ચંદ્રથી ચોકખું કોણ ?
ક્ષમા
૧૫૨—અગ્નિથી તાતો કોણ ?
ક્રોધ
૧૫૩—દૂધથી ઉજ્જવળ કોણ ?
યશ
૧૫૪—મદિરાથી માતો કોણ ?
અમલ
૧૫૫—ખાંડથી ગળ્યું કોણ ?
ગરજ
૧૫૬—સોનાથી શોભીતું કોણ ?
પુત્ર
૧૫૭—કુશકાથી સોંઘું કોણ ?
ગરીબ
૧૫૮—કાજળથી કાળો કોણ ?
કપુત
૧૫૯—સર્વથી ગળ્યું કોણ ?
મીઠી વાણી
૧૬૦—બાળકથી ભોળો કોણ ?
અજ્ઞ
૧૬૧—જગતમાં વહાલું શું ?
હરિનું નામ
૧૬૨—સંસાર સુધારનાર કોણ ?
સદ્‌ગુરૂ

૧૬૩ હથિયાર કેવું ધારણ કરવું ?
ક્ષમારૂપ.

૧૬૪ રાત્રિનો પતિ કોણુ ?
ચન્દ્ર.

૧૬૫ ઘરની શોભારૂપ કોણુ ?
સુઘડ અને સદ્દવર્તનવાળી પતિવ્રતા સ્ત્રી.

૧૬૬ કયે રસ્તે ચાલવું ?
ધર્મ રસ્તે.

૧૬૭ ઉત્તમ ભોજન કયું ?
શ્રમથી મેળવેલું.

૧૬૮ કિલ્લો કયો સરસ અને મજબુત ?
મર્યાદાનો.

૧૬૯ સારૂં કાર્ય કયું ?
નીતિની રીતિએ થાય તે.

૧૭૦ સદા કોનાથી ભય પામવું ?
કાળથી.

૧૭૧ દુનિયામાં મોટું બંધન કયું ?
વિષયમાં આસક્ત થવું તે.

૧૭૨ ઘોર નર્ક કયું ?
પોતાનું જ શરીર.

૧૭૩ સંસારમાં કોણુ જીત્યું ?
આત્મબોધનો પ્રેમી પુરુષ.

૧૭૪ નર્કનું દ્વાર કયું ?
સ્ત્રીના મોહમાં ફસાવું તે.

૧૭૫ દુનિયામાં જાગ્રત કોણુ ?
સત્યાસત્યના વિચારવાળો.

૧૭૬ સૃષ્ટિમાં દરિદ્રી કોણ ?
જેને અતિ લોભ હોય તે.
૧૭૭ ધનવાન કોણ ?
સંતોષ ધરનારો.
૧૭૮ જીવતો છતાં મુવા જેવો કોણ ?
ઉદ્યમ ન કરનારો.
૧૭૯ મોટો ફાંસો કયો ?
અભિમાન લાવવું તે.
૧૮૦ કેફ આણનારી કઇ વસ્તુ ?
સ્ત્રીનો મોહ.
૧૮૧ ખરો આંધળો કોણ ?
કામી.
૧૮૨ ઉત્તમ શિષ્ય કોણ ?
ગુરૂની સેવા કરનારો.
૧૮૩ સાચું આભૂષણ કયું ?
શીયળ, પવિત્રતા.
૧૮૪ મોટું તિર્થ કયું ?
મન શુદ્ધ રાખવું તે.
૧૮૫ ત્યજવા યોગ્ય કઈ વસ્તુઓ ?
કાન્તા, કનક અને ધન.
૧૮૬ સાંભળવા યોગ્ય શું ?
સદ્વચનો.
૧૮૭ પ્રાણનો નાશ કરનારૂં શું ?
ચિન્તા.
૧૮૮ મોટો મૂર્ખ કોણ ?
અવિવેકી.

૧૮૯ સાચી વિદ્યા કઈ?
મોક્ષ આપે તે.
૧૯૦ દુનિયા કોણે જીતી?
જેણે મનને જીત્યું હોય તેણે.
૧૯૧ વિષયમાં વિષ કયું?
પાંચે ઇન્દ્રિયોના વિષયોને સેવવા તે.
૧૯૨ બુદ્ધિવાન પણ શું ન જાણી શકે?
સ્ત્રીચરિત્રની વાતો.
૧૯૩ મોટું તત્ત્વ કયું?
ઈશ્વરજ્ઞાન મેળવવું તે.
૧૯૪ ઉત્તમ વસ્તુ કઈ?
સદાચરણની.
૧૯૫ પાંચ શત્રુ કયા?
કામ, ક્રોધ, તૃષ્ણા, અસત્ય અને લોભ.
૧૯૬ ત્રિલોકમાં દુર્લભ વસ્તુ કઇ?
આત્મજ્ઞાન અને સત્સંગ.
૧૯૭ વિજળી જેવું તેજ શું?
ધન, જુવાની અને આયુષ્ય.
૧૯૮ માથા પર હમેશાં શું ભમે છે?
કાળચક્ર.
૧૯૯ મોટામાં મોટો તવંગર કોણ?
પોતાને મળ્યું હોય તેમાં સંતોષ માને તે.
૨૦૦ દુનિયામાં માન કોણ પામે?
જે બીજાને માન આપે તે.
૨૦૧ જગતમાં આંધળો કોણ?
કામાતુર.

૨૦૨ મોટામાં મોટો કારી ઘા કયો ?
કડું વચન.

૨૦૩ સાથી લાંબો દિવસ કયો ?
અપવાસનો. જે દિવસે અન્ન ન મળ્યું હોય તે દિવસ.

કારણ—ભૂખ રાંડ ભુંડી,
આંખ જાય ઊંડી;
પગ થાય પાણી,
ને આંસુ લાવે તાણી.

૨૦૪ વિના અગ્નિએ બાળનારા કોણ ?
કુટિલ સ્ત્રી, નફ્ફટ સંતાનો અને ભુંડા પાડોસીઓ.

૨૦૫ સારો વ્યાપાર કયો ?
જેમાં નુકશાન ન થાય તે.

૨૦૬ સુવર્ણથી પણ વધુ કિંમતી શું ?
સંતોષ.

૨૦૭ દૂધથી ઉજળો કોણ ?
સપૂત.

૨૦૮ કાજળથી કાળો કોણ ?
કપૂત.

૨૦૯ ગળ્યામાં ગળ્યું શું ?
ગરજ.

૨૧૦ સૌથી સ્વાદિષ્ટ ભોજન કયું ?
ખરી ભૂખમાં જે ખવાય તે. કારણ ગમે તેવી મીઠી અને સ્વાદિષ્ટ ચીજ હોય તો પણ તે ભૂખ વગર ખવાતી નથી—

ભૂખ ગઇ ભોજન મિલ્યો,
ઠંડ ગઇ મિલ્યો કબા;
જોબન ગયો ત્રિયા મિલી,
એ તિનો આગ લગા.

૨૧૧ સાચી સગાઇ કઇ ?
પ્રીતની.

૨૧૨ ઉતાવળે અલોપ થનારા કોણ ? યૌવન, ધન, અમલ અને આયુષ્ય.

૨૧૩ મોટામાં મોટું વ્રત કયું?
બ્રહ્મચર્યનું.

૨૧૪ આકાશથી પણ મોટું કોણ?
માત–પિતા

૨૧૫ મૃત્યુથી પણ વધુ દુઃખદાયક શું?
અપમાન

૨૧૬ શત્રુને શેનાથી જીતશો?
નમ્રતાથી.

૨૧૭ નાશ નહિ પામનારા ત્રણ કયા?
આકાશ. સૂર્ય અને પૃથ્વી.

૨૧૮ સુખથી સૂવે કોણ?
સત્યવાન, સંતોષી અને સુકર્મી.

૨૧૯ સખાવતના પ્રકાર કેટલા?
તન, મન અને ધન એ ત્રણ.

૨૨૦ સુખમાં વૃદ્ધિ કોણ કરાવે?
સદ્ગુણી સ્ત્રી, સુમિત્ર અને સારી વિદ્યા.

૨૨૧ મિત્રો માટે નાલાયક કોણ?
કુડો, કપટી અને કુલક્ષણી.

૨૨૨ દુનિયામાં અનર્થ કોણ કરાવે?
કામ, ક્રોધ અને લોભ.

૨૨૩ ખાય ખાય ને ધરાય નહિ તે શું?
ઘંટી.

૨૨૪ ચાલે ચાલે ને ત્યાંનો ત્યાં તે શું?
ઘાંચીનો બળદ.

૨૨૫ પીયે પીયે ને ધરાય નહિ તે શું?
દીવો.

૨૨૬ દુઃખીમાં દુઃખી કોણ?
લાલચુ.

૨૨૭ મોટી વય કોણ બતાવે?
યોગી.

૨૨૮ લાંબી જીભ કોની ?
ઓની.

૨૨૯ સાકર કરતાં વધુ મીઠાશ શેમાં ?
મીઠું બોલવામાં.

૨૩૦ રાખીયે કયા ?
ધર્મ.

૨૩૧ ધરીયે કયા ?
ધીરજ.

૨૩૨ ઠેહેરાઈએ કયા ?
મન.

૨૩૩ મિટાઈએ કયા ?
ભ્રમ.

૨૩૪ બડા પુન કયા ?
દયા.

૨૩૫ દીજીયે કયા ?
દાન.

૨૩૬ ખુશ્બોઈ કયા ?
જશ.

૨૩૭ દુર્ગંધ કયા ?
અપજશ.

૨૩૮ લિજીયે કયા ?
હરીનામ.

૨૩૯ પાઈએ કયા ?
સુખ.

૨૪૦ હોઈએ કયા ?
દાસ.

૨૪૧ માનીયે કયા ?
સત.

૨૪૨ બડા પાપ કયા ?
હિંસા.



# કોણે અને ક્યારે શું શોધ્યું?



**પ્રશ્ન**

૧ ચશ્મા કોણે શોધ્યા અને ક્યારે શોધાયા?
૨ ઘડિયાળની શોધ સૌથી પહેલી ક્યારે થઈ?
૩ ટેલીફોન કોણે શોધ્યો અને તે ક્યારે?
૪ પહેલવહેલી સ્ટીમર ક્યાં અને ક્યારે બનાવવામાં આવી?
૫ વીજળીની શોધ કોણે અને ક્યારે કરી?
૬ વાયરલેસની શોધ કોણે અને ક્યારે કરી?

**ઉત્તર**

૧. સને ૧૨૮૫ માં શોધાયા. શોધનાર એલેકઝાન્ડર ડી. સ્પીના નામનો એક ફલોરેન્ટાઈનનો પાદરી હતો.
૨ સૌથી પ્રમથ ઘડિયાળ મીટર પહેલાએ બનાવ્યું હતું.
૩ ગ્રેહામ વેલે સને ૧૮૭૬માં
૪ ઈંગ્લાન્ડમાં સને ૧૮૨૫ માં બનાવવામાં આવી હતી.
૫ સને ૧૮૩૦ માં ફેલીફ્રેડે શોધી.
૬ મારકોનીએ સને ૧૮૯૮ માં.

## પ્રશ્ન

૭ જોડા પહેરવાની શોધ કોણે ક્યારે કરી?

૮ વીંટી પહેરવાની પ્રથા ક્યારે પડી?

૯ નાટકની શરૂઆત કોણે કરી?

૧૦ પાનાની કાર્ડની શોધ ક્યારે થઈ?

## ઉત્તર

૭ ઈ. પૂર્વે ૯૧૭ ની સાલથી થઈ. શોધ કરનારા ઈજીપ્શીયન લોકો હતા.

૮ પૌરાણિક યુગથી.

૯ ગ્રીકોએ.

૧૦ ઈ. સ. ૧૩૫૮ માં

## પ્રશ્ન

૧૧ ઘાસલેટનો વપરાશ ક્યારે થઈ?

૧૨ સોયની શોધ ક્યારે થઈ?

૧૩ મંગળનો તારો લાલ દેખાય છે તેનું કારણ શું?

૧૪ 'દુનિયાનું છાપરું' કયું?

## ઉત્તર

૧૧ ઈ. સ. ૧૮૨૬ માં.

૧૨ સને ૧૫૪૫ માં.

૧૩ મંગળનો તારો લાલ જણાય છે તેનું કારણ એ કે ત્યાં રેતીના મોટાં-મોટાં રણ ઉગેલા છે. જેને લીધે ત્યાંની જમીન લાલ જણાય છે.

૧૪ તિબેટ. એને દુનિયાનું છાપરું કહેવામાં આવે છે.

## પ્રશ્ન

૧૫ ગ્રહો અને તારાઓ વચ્ચે ફરક શો?

૧૬ ડરબીની શોધ ક્યારે થઈ?
૧૭ દુનિયામાં કુલ્લે ભાષા. કેટલી? ક્યાં ક્યાં કેટલી બોલાય છે.
૧૮ ધાબળી – કામળાને અંગ્રેજીમાં 'બ્લેંકેટ' કેમ કહેવામાં આવે છે.

### ઉત્તર

૧૫ તારાઓની રોશની ઝબુક, ઝબુક થાય છે જ્યારે ગ્રહોનો પ્રકાશ સ્થિર રહે છે.
૧૬ સને ૧૭૮૦ માં બારમા અર્લ ઓફ ડરબીએ એ શરૂ કરી હતી.
૧૭ કુલ્લે ૧૦૫૦ ભાષાઓ છે. ૧–પોલીનેસ્યામાં ૧૭, ૨–યૂરોપમાં ૫૬, ૩–અમેરિકામાં ૪૨૪, ૪–એશિયામાં ૪૩૦, ૫–આફ્રિકામાં ૧૧૪, ૬–ઓસ્ટ્રેલિયામાં ૯.
૧૮ રોબર્ટ બ્લેંકેટ નામના માણસે સને ૧૩૪૦ માં એ શોધ્યા હતા. એટલે તેના નામ ઉપરથી તેને એ નામે ઓળખવામાં આવે છે.

### પ્રશ્ન

૧૯ દુનિયામાં સૌથી પહેલો સૂર્ય ક્યાં ઊગે છે?
૨૦ અમેરિકા કોણે શોધ્યું?
૨૧ સોના મહોરના સોનાને 'મીની–ગોલ્ડ' કેમ કહેવામાં આવે છે?
૨૨ દુનિયામાં સૌથી વધુ વસ્તી વાળો મુલ્ક કયો?
૨૩ પૃથ્વીનું વજન જાણો છો?

### ઉત્તર

૧૪ સાઈબીરીયાના ઈસ્ટ કેપમાં.
૨૦ કોલંબસે–ના–ઈ. સ. ૯૮૬ માં ડેન્માર્કના એક સૈનિક જાર્મ હેર જુલ્ફસને. તે પછી કોલંબસ ત્યાં ગયો હતો.

૨૧ સોનામહોર બનાવવામાં પહેલવહેલું સોનું આફ્રિકાના 'મીની કોસ્ટ' પરથી લાવવામાં આવ્યું હતું. એથી એને એ નામથી ઓળખવામાં આવે છે.

૨૨ ચીન.

૨૩ ૬૦૦૦,૦૦૦૦૦૦,૦૦૦૦૦૦,૦૦૦૦૦૦ ટન છે.

### પ્રશ્ન

૨૪ નાથ નરકનો કોણ? સાર દહિનું શું કહિયે?
પોથી બાળક તણી, નામ તેનું શું લઈએ?
ધઉંનું શું નિત્ય ઘેર, કરે ભોજન કરનારી?
ચતુર પુરુષ એ ચાર, ઉત્તર મન લહો વિચારી.
જો સમજી શકે તો મગન દઈ, આપું બેસવા ઓટલી.
નહિ સમજી શકે તો કહે જો, જમ ઘી ચોપડી રોટલી.

### ઉત્તર

૨૪ જમ, ૨–ઘી, ૩–ચોપડી, ૪–રોટલી.



# એકાનેકોત્તર



એકાનેકોત્તર એટલે એક ઉત્તરમાં બીજા ઘણાં ઉત્તર આવી જાય તે. હિંદીમાં એને 'દો સખુને' કહે છે. અહીં એવા થોડાંક પ્રશ્નો રજુ કરવામાં આવ્યા છે. આ પ્રશ્નોની ખૂબી એ છે કે એના જવાબ માત્ર એક જ નીકળે છે. દા. ત. પ્રશ્ન છે – 'રોટી જલી કયોં, ઘોડા અડા કયોં; પાન સડા કયોં' એ ત્રણના ઉત્તર છે – ફેરા ન થા – ફેરવ્યા નહિ એટલે. એવી જ રીતે અનાર એટલે કે દાડમ કેમ ન ચાખ્યું? વજીર કેમ ન રાખ્યો? એનો જવાબ છે કે–દાના ન થા. અહીં દાડમમાં દાણા નહોતા એમ થાય છે અને વજીરને માટે દાના એટલે કે તે બુદ્ધિશાળી નહોતો એમ અર્થ નીકળે છે. આ પ્રશ્નોત્તરમાં માત્ર એના ઉત્તરની જ ખૂબી છે. આમ એક ઉત્તરમાં અનેક પ્રશ્નોના ઉત્તર નીકળી આવે છે. અમીર ખુશરો નામના મુસ્લીમ કવિએ આવા અનેક પ્રશ્નોત્તર હિંદીમાં રચ્યા છે અને તે હિંદી સાહિત્યમાં ખૂબ જ પ્રશંસા પામ્યાં છે.

१

प्रश्न

રોટી જલી ક્યોં, ઘોડા અડા ક્યોં, પાન સડા ક્યોં?

ઉત્તર–ફેરા ન થા[1]

૨

અનાર ક્યોં ન ચકખા, વજીર ક્યોં ન રકખા?

[2]દાના ન થા

૩

ગોસ્ત ક્યોં ન ખાયા? ડોમ ક્યોં ન ગાયા?

ગલા ન થા

૪

રાજા પ્યાસા ક્યોં? ગદહા ઉદાસા ક્યોં?

[3]લોટા ન થા

---

૧ ચાર શાથી બગડે?

ગુરુએ પરીક્ષા માટે શિષ્યને પ્રશ્ન કર્યો:—

પાન સડે ઘોડા અટે, બિલ્લા બીસર જાય,
તવે પર રોટી જલે, કહો ચેલા ક્યું થાય?

જવાબમાં શિષ્યે કહ્યું—"ફેરવ્યા વિના.

૨ ફારસીમાં દાનાનો અર્થ બુદ્ધિમાન પણ થાય છે.

૩ લોટા—લોટો ન હતો.
લોટા—ફર્યો ન હતો.

५

પોસ્તી ક્યોં રોયા ? ચોકીદાર ક્યોં સોયા ?

[4]અમલ ન થા

૬

સિતાર ક્યોં ન બજા ? ઔરત ક્યોં ન નહાઈ ?

[5]પરદા ન થા

૭

ઘર ક્યોં અંધિયારા ? ફકીર ક્યોં બિગડા ?

દિયા ન થા

૮

સંબોસા ક્યોં ન ખાયા ? જૂતા ક્યોં ન ચઢાયા ?

[6]તલા ન થા

૯

ક્યારી ક્યોં ન બનાઈ ? ડોમની ક્યોં ન ગાઈ ?

[7]બેલ ન થા

---

૪ અમલ=નશો

અમલ=કામ, પહેરાનો સમય.

૫ પરદા—આડ. બીજો અર્થ—સિતારનો એક તાર જે તાંત સાથે બાંધવામાં આવે છે.

૬ ઉર્દૂમાં તલા યા તલ્લાને એક સરખો જ લખવામાં આવે છે.

૭ બેલ=(ફારસી અર્થ) પાવડો, કોદાળી.

બેલ=(હિંદી અર્થ) એક વાજું.

૧૦

પાની ક્યોં ન ભરા? હાર ક્યોં ન પહના?

[6]ગઢા ન થા

૧૧

ખાના ક્યોં ન ખાયા? જામા ક્યોં ન ખુલવાયા?

[7]મેલ ન થા

૧૨

દીવાર ક્યોં ન ટૂટી, રાહ ક્યોં લૂટી?

રાજ ન થા

૧૩

ઊંચી મેડી,[8] કચરો ઘણો[9]
વહુવર[10] રીસાઇ જાય;
સોળે[11] શણગાર શોભે નહિ,
કહો ગુરુ એ ન્યાય.

બારી બીન

---

૬ ગઢા—ઘડો.
ગઢા—ઘડાવેલો

૭ મેલ—(ફારસી અર્થ) ઇચ્છા રૂચિ.

૮ ઊંચી મેડી બારી વગર શોભી ન શકે. બીન=વગર.

૯ બારીબીન એટલે કે વાળ્યા વગર કચરો ઘણો થઈ જાય અને તે શોભે પણ નહિ.

૧૦ વાર્યા (બારી) વગર વહુવર પણ રીસાઈ જાય છે.

૧૧ અહીં બારી એટલે વાળી. સોળ શણગાર સજ્યા હોય પણ વાળી હોય તો જ તે બધો શણગાર શોભી શકે છે.

૧૪

પાની ફાટી પાંવકી,[12]
ગરાસ પરઘર જાય,[13]
કબૂતર બનમેં ફીરે,[14]
કહો ગુરુ એ ન્યાય.

જોડી બીન

૧૫

જોર કવાયદ બિન ઘટે,[1] છત્તે નેમ[2] ભૂલે નિશાન,
[3]ખણુ ખાતર પણ માથું પેહલે, પેહલે પગ બ્યારે અજાણ;[4]
ગાય રૂડું પણ બેતાલું,[5] ને વળી લડે કુસ્તી બિદાવ,[6]
ભણ્યા પણ ગણ્યા નહિ,[7] તો કરવી કોની રાવ ?[8]

ઉસ્તાદ કાચો

---

૧૨ જોડા વગર પગની પાની ફાટી જાય છે.

૧૩ ભાઈની જોડી ન હોય તો ગરાસ બીજે ઘેર પણ જઈ શકે.

૧૪ કબૂતર જોડી વગરનું હોય તો તે વનમાં પણ રખડતું ફરે.

૧. કવાયદ વગર જોર ઘટી જાય. ૨. નેમ હોય તો પણ નિશાન કરતાં ભૂલી જાય. ૩. ચોર ખાતર ખણે પણ માથું પહેલાં નાંખતાં પકડાઈ જાય. ૪. સ્ત્રીને બ્યારતી વખતે પગ પહેલાં કાઢે. ૫. ગળું સારું હોય પણ બેતાલ ગાય. ૬. કુસ્તી રમી જાણે પણ દાવ લેતાં આવડે નહિ. ૭. ભણ્યો પણ તેનો ઉપયોગ કરી નહિ જાણે. ૮. તો એ બધામાં દોષ કોને ઘટે ? એનો જવાબ એ જ કે ઉસ્તાદ કાચો. બ્યારનારી દાઈ હોશિયાર હોય તો તે બરાબર બ્યારે,

૧૬

છત્તે પલંગે ભોંય સૂવે,[૯] ઘોડા ઘાસ ન ખાય,
અર્ધ ચોમાસે ઘર પડે, કહો એના કોનસા ઉપાય?

પાયા નહિ

૧૭

ફાંસી ચઢાવે મિત્રને,[૧૦] પડે ખાળની માંય[૧૧]
પ્રજા નમે બહુ માનથી,[૧૨] શીશ કદિ હલવાય?
જાગુ તથા જે ઊંઘતો,[૧૩] તણખે ભડકી જાય;
વિના પ્રદેશે દેશનો,[૧૪] દિન રાજા કાં થાય?

અમલ કર્યાથી

૧૮

વનિતા પર ઘર ગમન કરે, શિર તપોતો ખાય;
ઘર છત્તે મેઘે ભીંજે, બાળક રોતાં જાય,

---

ઉસ્તાદ સારો હોય તો તાલ સાથે ગવાય. એવી રીતે

૯. પલંગને પાયા ન હોય, ઘોડાને પાણી ન પાય તો તે ઘાસ પણ ન ખાય, અને પાયા વગર ચોમાસામાં ઘર પણ પડી જાય. ૧૦. એવું શું થયું કે એક મિત્ર હોય તો પણ તે પોતાના મિત્રને ફાંસીએ ચઢાવે! ૧૧. એક ડાહ્યો પુરૂષ હોય તોપણ તે ખાળમાં ગટરમાં ક્યારે પડે છે? ૧૨. પ્રજા નમે તો પણ પોતાનું માથું પણ નહિ નમાવવાનું અભિમાન કોણ રાખે? ૧૩. જાગતો હોય તો પણ ઊંઘે તે શાથી અને માત્ર તણખલું પડતાં જાગી કેમ ઊઠે? ૧૪. રાજ કરવા માટે કોઈ પ્રદેશ ન હોય છતાં એક ગરીબ માણસ રાજા શાથી થઈ શકે? એ બધાનો જવાબ એ જ કે **અમલ કીધાથી** (નશો કરવાથી.)

મહેલ મહા જે ફુકરા શાહનો, ભીસ્તો તોય ભણાય;
રથમાં તો રહે સઉ ઓથામાં, સારથી એક ભીંજાય,
કુણબી ઘર પણ ખાત નિહાળ્યો, રાજ ઘરે પણ તેજ,
ભિન્નતા આવી ક્યાંથી થઈને, ચાર પગોની સેજ.

છત્ર વિના[1]

૧૯

ખેડુ ઘોડો ખાટલો, નિશાળીયો સરદાર,
શોભે સારાં હોય જો, પોતે પાટીદાર.

અર્થ

ખેડુત જો પાટીદાર એટલે કે જાતે કણબી હોય તો ખેતી સારી થાય છે. ઘોડો જો પાટીદાર એટલે કે સુંદર દોડવાવાળો હોય તો તે ઉત્તમ. ખાટલો જો પાણીદાર એટલે કે પાટીવાળો હોય તો તે શોભે, નિશાળીયો જો પાટીદાર એટલે કે સ્લેટ સાથે હોય તો જ તે ભણી શકે અને સરદાર

---

૧ એક સ્ત્રી પારકા પુરુષની પાસે શા માટે જાય? માથા ઉપર તડકો કાં પડે? ઘર બાંધેલું હોય તો પણ તેમાં રહેનારા વરસાદથી ભીંજાય કેમ? તથા બાળકો રડતાં ટળવળતાં શા માટે થાય? એક ફકીરને કે શાહને રહેવાનો મહેલ જેવો મહેલ છે તો પણ તેને ભસ્તું (દોખમું) શા માટે કહે છે? રથમાં બેઠેલા બધા ઓથામાં રહે અને માત્ર સારથીજ ઉઘાડો રહી ભીંજાય કેમ? કણબીને ત્યાં ચાર પાયાનો પલંગ તેવો જ રાજાને ત્યાં પણ. તોય તે બન્નેનાં પલંગમાં ફેર શા માટે? જવાબ એ કે માથે છત્ર નહિ. આમ એક જ ઉત્તરમાં અનેકના જવાબ આવી જાય છે.

જો પાટીદાર અર્થાત્ ગરાસવાળો હોય તોજ તે શોભે છે. પાંચ પ્રશ્ન માટે એક જ પાટીદાર શબ્દનો ઉત્તર ઉત્તમ છે.

૨૦

શસ્ત્રો લેખણુ નર્દવા, હીરો અને સરદાર,
કાસદ શોભે સર્વ જો, પંડે પાણીદાર.

અર્થ

શસ્ત્રો એટલે કે હથિયારો જો પાણીદાર–ધારવાળા હોય તો તે શોભે છે. કલમ (લેખિની) જો પાણીદાર હોય તો જ તે શોભે, નર્દવા યાને નદીનાળાં પાણીદાર–પાણીથી ભરેલાં હોય તો જ તે શોભે. હીરો પણ પાણીદાર–તેજવાળો જ હોય તો જ તે શોભે. સરદાર પણ પાણીદાર અને માન મર્તબાવાળો હોય તો જ તે કામનો છે. કાસદ પણ પાણીદાર–ઝડપથી ચાલનારો હોય તો જ તે કામ કરી શકે. આમાં છ પ્રશ્ન માટે એક જ ઉત્તર પાણીદાર શબ્દમાં સમાયલો છે.

૨૧

અષ્ટ્રિયા આઈ કૃષ્ણુ પાસ પૂછે પ્રશ્ન, એક કહે,
રચી કે અવાસ ભીંતિ પ્રીર કહા કીજિયે ?
રેંટ કયા આધારે ફિરે ? કયા વિશેષ મેરી કહે ?
ચોથી કહે મોખતિહકુ દ્રવ્ય કેસે દિજીયે ?
પંચમ પટરાણી કહે શિશુ દુઃખ કૌન લેત ?
બિના કામ કયા કરત ? કેસે જાપ કિજીયે ?
અષ્ટમી કહ્યો સુ પંછી, નિશા કાલ કહાં જાત ?
મયા છાંડ આખર હજ, હાજી કયોં કિજીયે ?

અંતકો સમય ભયો, સપુત વેણુ હેત કીઆ ?
હરિ તબ કહ્યો માલે–ઉત્તર ગહિજીયે.

અર્થ

આ કવિતમાં દશ પ્રશ્નો પૂછવામાં આવ્યા છે અને એનો જવાબ માત્ર એક જ માલે શબ્દમાં આવી ગયો છે. દશ ગોપીઓએ એક સમયે શ્રી કૃષ્ણને પૂછ્યું–"હે શ્યામ! અમારા દરેક પ્રશ્નોનો એક જ ઉત્તર આવે એવો કોઈ જવાબ તમે આપી શકશો ખરા? શ્રી કૃષ્ણે હા કહી. એટલે પહેલી સખીએ પૂછ્યું–"આપણે ઘરની ભીંતો બાંધ્યા પછી શું કરીએ છીએ?"

કૃષ્ણે જવાબ આપ્યો–"માલે." એટલે કે માળ બાંધવા માંડીએ છીએ.

બીજી ગોપીએ પૂછ્યું–"રેંટિયો શાના આધારે ફરે છે?"

જવાબ મળ્યો–"માલે." રેંટિયાની વચ્ચેની દોરીને માલે કહે છે.

ત્રીજી ગોપીએ પ્રશ્ન કર્યો–"સ્ત્રી જાતિ સૌથી વિશેષ શાને માને છે?"

જવાબ આપ્યો–"માલે" માલ પૈસા ટકા ને જ તેઓ વિશેષ માને છે.

ચોથી ગોપીએ પૂછ્યું–"સંબંધને લઈને કોઈ પૈસા માંગે તો તેને કેવી રીતે આપવા?"

તો કહે–" માલે." એટલે કે અવેજ લઈને આપવા.

પાંચમીએ પૂછ્યું–" નાના બાળકનું દુઃખ કોણ ભોગવે ?"

" માલે "–મા પોતે લે.

છઠ્ઠી ગોપીએ પૂછ્યું–" કામ વગરનો માણસ શું કરે ?"

તો કહે–" માલે " એટલે કે મહાલે–આનંદ કરે.

સાતમીએ પૂછ્યું–" જપ જાપ શા થકી થાય ? "

તો કહે–" માલે " એટલે કે માળા ફેરવ્યાથી.

આઠમીએ પૂછ્યું–" સાંજ પડે ત્યારે પક્ષીઓ ક્યાં જાય છે ? "

" માલે " માળામાં.

નવમીએ પૂછ્યું–" આ દુનિયાની માયા ત્યજી દીધા પછી એક હાજી બીજી દુનિયાની હજ શા થકી કરી શકે ?"

" માલે "–સુકર્મોનો જે સોદો તેણે કર્યો હોય તેને માલ કહે છે. આવા સંગીન માલથી તે પેલી દુનિયાની હજ કરી શકે છે।

દશમી સ્ત્રીએ પૂછ્યું–" મૃત્યુ વખતે સારો પુત્ર હોય તો તે વારંવાર કોના નામનું રટણ કરે છે ? "

તો કે–" માલે ! "–ઓ માત ! માતા ! તું મને લઈ લે. એવા અર્થમાં તે મા લે ! મા લે ! એમ બોલે છે.

# પ્રશ્નવિલાસ



પ્રાચીન કવિઓએ જ્ઞાન અને બુદ્ધિ ખીલે એવા પ્રશ્નોત્તરભર્યાં કવિતો પણ રચ્યા છે. તેમના આ કવિતો આજે પણ રસિક અને બુદ્ધિને આનંદ આપે એવું વાચન પૂરૂં પાડે છે. એમના કવિતોમાં બુદ્ધિના ચમકારા છે, જ્ઞાન અને અનુભવની વાણી છે અને સાથે સાથે ડહાપણ અને કવિત્વશક્તિની ઝમક પણ છે. પ્રાચીન ગુજરાતી કવિઓમાં કવિ શામળભટ્ટના કવિતો ખાસ ધ્યાન ખેંચે એવા અને દાખલા દ્રષ્ટાંતોથી ભરપૂર છે. આવીજ રીતે પ્રાચીન હિન્દી કવિઓ ગંગ, વૈતાળ, ચંદ, અમીર ખૂશરો, કેશવદેવ, બ્રહ્મ આદિઓનાં કવિતોમાં પણ હાસ્ય, બુદ્ધિ અને જ્ઞાનની ઝમક દ્રષ્ટિગોચર થાય છે. આ પ્રશ્નોત્તર વિભાગ એ બધા મશહૂર કવિઓનાં કવિતોમાંથી દોહન કરાયલો છે.

૧

પ્રશ્ન

કેતકી પત્ર સમાકારં, નારી નામ ત્રિઅક્ષરા;
આદે 'कृ'ને અંતે 'री', જે જાણે તે પંડિતા.

ઉત્તર

કામની કે' કે'તું કશું, કહી તમે કટારી;
બીજું પૂછો બુદ્ધિથી, નિશ્ચે કહું નિરધારી.

૨

પ્રશ્ન

ચંદ્ર બિંબ સમાકારં, પુરૂષ નામ ત્રિઅક્ષરં;
આદે 'पा' ને અંતે 'ड' જે જાણે તે પંડિતા.

ઉત્તર

પાપડ કહ્યો તેં પંડિતા, અલ્પ એ શાં કેણ,
કહો શમસ્યા શોભતી, વિદ્યાવંતનાં વેણ.

૩

પ્રશ્ન

વર્તુલાકાર સમાકારં, નારી નામ ત્રિઅક્ષરા;
આદે 'कां' ને અંતે 'णी' જે જાણે તે પંડિતા.

ઉત્તર

કવિતા કહી તે કાંકણી, હેતે શોભે હાથ;
બારે પૂછ કાંઈ બ્રાહ્મણી, જે શોભે મુજ સાથ.

४

પ્રશ્ન

ડબ્યાકાર સમાકારં, પુરૂષ નામ ત્રિઅક્ષરં;
આદે 'अ' ને અંતે 'सो' જે જાણે તે પંડિતા.

ઉત્તર

કહ્યો અરિસો કવિ તમે, એ તો શમસ્યા સેલ;
વદો વિપ્ર શુભ વારતા, [ જયમ ] માણે નિગમ મેળ.

૫

પ્રશ્ન

સપાકારં સમાકારં, પુરૂષ નામ ત્રિઅક્ષરં;
આદે 'चो' ને અંતે 'ली' જે જાણે તે પંડિતા.

ઉત્તર

ચતુર કહ્યો તેં ચોટલો, શોભિત શામા શીશ;
પૂછો વાત પુરાણુની, રામાએ કીધી રીસ.

૬

પ્રશ્ન

વસ્રાકારં સમાકારં, પુરૂષ નામ ત્રિઅક્ષરં;
આદે 'का' ને અંતે 'ळ' જે જાણે તે પંડિતા.

ઉત્તર

કાગળ કહ્યો તમે કોડથી, તે મેં જુગતે જાણ્યો,
કાહી વાત કો' કાહ્યરા, (જે) પંચ કરે પરમાણુ.

૭

પ્રશ્ન

શીંગસહિત જે જન્મીઓ, જોબનમાં શીંગ જાય;
જોબન ફીટી વૃદ્ધ થયો, શીંગ ફરીને થાય.

ઉત્તર

વાત ગમી વનિતા કહે, અનઘતણો તું ઇંદ્ર;
શીંગ સહિત જે જનમીઓ, ચતુર બીજનો ચંદ્ર.

૮

પ્રશ્ન.

આદ્યક્ષર વણુ જગજીવાડણુ, અંત્યાક્ષર વણુ મીઠું;
મધ્યાક્ષર વણુ સહુ સંહારણુ, તે મેં નજરે દીઠું.

ઉત્તર

કામની કે' કાજળ કહ્યું, મુજને લાગ્યું મીઠ,
મૃગનેણીના નેણમાં, ડા'પણ જોતાં દીઠ.

૯

પ્રશ્ન

એક નરે સ્ત્રી શોભતી, સ્ત્રી છે વહાલી અપાર;
ગળે સ્થળે ચુંબન કરે, તે કહો રાજકુમાર.

ઉત્તર

કુંવરી કહે અકોટડી, તમે પૂછો તેહ;
બીજું પુછો રાયજી, ઉત્તર આપું તેહ.

૧૦

પ્રશ્ન

સપ્ત નર બાંધિયા બંધને, વળી એવા નર ચાર;
તે નર નારી પાસે છે, વહાલો સ્ત્રીને વિશેક.

ઉત્તર

કુંવરી કહે સુણ રાયજી, ઉત્તર આપું એહ;
હાર નામ છે એહનું, તમે બતાવ્યો તેહ.

૧૧

પ્રશ્ન

ચતુર નર ચિત્તે ધરે, દૂરથી મેળવે દેહ;
વિજોગનો સંજોગ કરે, પાઠવજો પતિ તેહ.

ઉત્તર

ઉજ્જવળ ધરતી, શ્યામ વરણ, જળ સાથે રાખે વેર;
કામિની તેં કાગળ કહ્યો, પ્રીછ્યો મેં સારી પેર.

૧૨

પ્રશ્ન

અસાર ખલુ સંસારે ત્રણ વસ્તુ જ સાર.

ઉત્તર

વાસ કાશી, સંત સેવા, સ્મરણ વિષ્ણુ મુરારિ.

૧૩

પ્રશ્ન

અસાર ખલુ સંસારે, સાર છે દ્વય વસ્તુમાં

ઉત્તર

કંસારે શર્કરા યુક્ત, ને કંસારિ [1] ચરણમાં

---

૧ કંસના અરિ = શ્રી કૃષ્ણ.

૧૪

પ્રશ્ન

અસાર ખલુ સંસારે, સાર શ્વશુર મંદિરમાં.

ઉત્તર

હર સુતા હિમગિરિ[1] હરિ ઉદધિ મંદિર.

૧૫

પ્રશ્ન

બંસી બાજી શ્યામ કી, મોહે તીનોં લોક;
જો તીનોં માહે નહિં, રહે કોન સે લોક ?

ઉત્તર

ઇક બંસી મોહી નહિ, દુજે નંદકિશોર;
તીજે સૂર મોહે નહિં, રહે નન્દકિશોર.

૧૬

પ્રશ્ન

કોન તપસ્વી તપ કરૈ, કો ઉઠિ પ્રાત: નહાય;
કો ઉગિલે સબ રસન કો, કો સબ રસકો ખાય ?

ઉત્તર

સૂર્ય તપસ્વી તપ કરૈ, ઉઠિ કૈ બ્રહ્મ નહાય;
સબ રસ ઉગિલૈ ઇન્દ્રનુપ, ધરતી સો રસ ખાય.

---

૧ શ્રી શંકર સસરાના ઘરને આંગણે એટલે કે કૈલાસ ઉપર જ સૂવે છે. હરિ–લક્ષ્મીપતિ વિષ્ણુ ભગવાન ક્ષીર સમુદ્રમાં સસરાને ત્યાં સૂવે છે. લક્ષ્મીજી સમુદ્રમાંથી નીકળ્યાં હતાં એટલે સમુદ્ર તેમનો પિતા ગણાય છે.

૧૭

પ્રશ્ન

છ ઋતુ બારહ માસ હૈ, સબ તે વલી બસન્ત;
આલી વા દિન કૌન હૈ, તિયા ન ચાહત કન્ત?

ઉત્તર—ચોથનો ચન્દ્રમા

૧૮

પ્રશ્ન

કૌન સરોવર પાંજવી, કૌન પેડ બિન ડાલ;
કૌન પંખેરુ પાંખ બિન, નીંદ મૌત બિન કાલ.

ઉત્તર

નૈન સરોવર પાંજવી, ધર્મ-મૂલ બિન ડાલ;
જીવ પખેરૂ પાંખ બિન, નીંદ મૌત બિન કાલ.

૧૯

પ્રશ્ન

બ્રહ્મા નહિ નગર મેં ડોલૈં, દન્ત હોય મુખ ચાર;
બાહન બૈલ નહિ શિવશંકર, જલ કા કરૈ આહાર.

ઉત્તર

કૂઆં પર ભિસ્તી લખો, ભરતો નીર પખાલ,
દોઉ લકડી દની હૈ, ચારિ જો મુખ હૈ ખાલ,
બૈલ સવારી વહ કરૈ, સાંચી જાનો બાલ.

२०

प्रश्न

રાજા કિસકા ગોઠીયા? જોગી કીસકા મિત્ર?
વેશ્યા કિસકી સ્ત્રી? કોણ વેશ્યાનો કંથ?

ઉત્તર

રાજા ગરજકા ગોઠીયા, જોગી જતિકા મિત્ર,
વેશ્યા દામકી સ્ત્રી, દામ વેશ્યાનો કંથ.

૨૧

પ્રશ્ન

બહોત ભલા નહિ બોલના, બહોત ભલી નહિ ચૂપ;
બહોત ભલા નહિ વરસના, બહોત ભલા નહિ ધૂપ.

ઉત્તર

માળી કો ભલા બરસના, ધોબીકી ભલી ધૂપ,
જ્ઞાની કો ભલા બોલના, મૂરખની ભલી ચૂપ.

૨૨

પ્રશ્ન

કો તુમેરી સેજ ઢાળેગી, કોન કરેગી બાતાં;
કોન તુમેરા પાઉં પખાલે, કોણ લાવેગી ભાતા.

ઉત્તર

રેન હમેરી સેજ સુવેગી, ઓરત કરેગી બાતા;
ગંગા હમેશ પાઉં પખાલે, માતા લાવેગી ભાતા.

૨૩

પ્રશ્ન

કૌણ દેશમેં આયા જોગી, કૌણ તમારા ભાવ,
ધરતી તો અમારી માબેન, તો કહાં ધરેંગે પાવ.

ઉત્તર

પૂર્વ દેશથી આયા જોગી, કે પશ્ચિમ અમારા ભાવ;
ધરતી અમારી માબેન, તો પાપી કે શિરપાવ.

૨૪

પ્રશ્ન

ચંપા તુજમેં તીન ગુણ, રૂપ રંગ ઓર બાસ;
એક તુજમેં અવગુણ ભયો, ભમર ન આવે પાસ.

ઉત્તર

ચંપકવર્ણી રાધિકા, ભમર[1] હરિનો દાસ;
વાકી માતા જાનકે, ભમર ન આવે પાસ.

૨૫

પ્રશ્ન

કહા ન અબળા કર શકે, કહા ન સિંધુ સમાય;
કહા ન પાવક જલા શકે, કહા કાલ નહિ ખાય?

ઉત્તર

સૂત ન અબળા કર શકે, યશ નહિ સિંધુ સમાય;[2]
ધર્મ ન પાવક જલા શકે, નામ કાલ નહિ ખાય.

---

૧ ભમરાને ધર્મશાસ્ત્રોએ શ્રી કૃષ્ણના સેવક રૂપે વર્ણવ્યો છે. આથી તે રાધિકાને પોતાની માતા સમાન ગણતો હોવાથી તેની ખુશ્બો લેવા ભોગી રૂપે જતો નથી.

૨ સ્ત્રી એકલી પ્રજા ઉત્પન્ન કરી શકે નહિ. યશ સિંધુમાં સમાય નહિ. ધર્મને અગ્નિ પણ બાળી શકતો નથી તેવી જ રીતે નામને કાળ પણ ખાઇ શકતો નથી.

૨૬

પ્રશ્ન

કૌન ચહે હૈ બરસના,[1] કૌન ચહે હૈ ધૂપ;[2]
કૌન ચહે હૈ બોલના,[3] કૌન ચહે હૈ ચૂપ[4].

ઉત્તર

માલી ચાહે વરસના, ધોબી ચાહે ધૂપ;
સાહુ જુ ચાહે બોલના, ચોર જુ ચાહુ ચૂપ.[5]

પણ એ જો વધુ હોય તો ? તો પરિણામ ઉલટું જ આવે, કારણ—

અતિકા ભલા ન વરસના, અતિ ભલી ન ધૂપ,
અતિકા ભલા ન બોલના, અતિ કી ભલી ન ચૂપ.

૨૭

પ્રશ્ન

પાસ ન દેખું પારધી, અંગ ન દેખું બાણ,
હું પૂછું પંડિતા તુને, કઈ પેર છાંડયા પ્રાણ.

ઉત્તર

જળ થોડું ને નેહ ઘણો, થઈ છે તાણાતાણ;
તું પી, તું પી, કરતાં, એએ છાંડયા પ્રાણ.[6]

---

૧ વરસાદની કોણ ઇચ્છા કરે છે ?

૨ તડકો કોણ માંગે છે ?

૩ બોલવાની ઇચ્છા કોણ કરે છે ?

૪ ચૂપ રહેવા કોણ ઇચ્છે છે ?

૫ માળી વરસાદ ઇચ્છે છે, ધોબી તડકો ચાહે છે, શાહુકાર બોલવા ઇચ્છે છે, જ્યારે ચોર ચૂપકીદી જ માંગે છે.

૬ આ દુહાનો અર્થ—પાસે પારધી નથી, શરીરમાં બાણનો ઘા

## ૨૮

### પ્રશ્ન

સાત, પાંચ, નો, તેરહ, સાઢે તીન અઢાઈ,
તા[1] બિચ હમકો રાખિયે, યહી તુમ્હારિ બડાઈ.

### ઉત્તર

નખ[2] ૨૬ મેં[3] દ્વાદશ[4] ગયે, બાકી લેહુ બિચારી;
તાહી મેં તુમ બસત હો, સાખી કૃષ્ણ મુરારિ.

## ૨૯

### ગધેડાના નાચવાનું કારણ શું ?

કિસ કારન એ નાચત ગદ્ધા

### ઉત્તર

આગે નાથ ન પીછે બંધા, ઈસ કારન
એ નાચત ગદ્ધા.

---

નથી ત્યારે એ બન્નેના પ્રાણ કેવી રીતે ગયા ?

જવાબ એ છે કે—બન્ને વચ્ચે ખૂબ પ્રેમ હતો. એ બન્નેને તરસ લાગી. પાણી મળ્યું પણ તે થોડું હતું તેથી પરસ્પર પીવા માટે આગ્રહ કરતાં કરતાં બન્નેએ પ્રાણ છોડ્યા.

૧ તા $= ૭ + ૫ + ૯ + ૧૩ + ૩\frac{૧}{૨} + ૨\frac{૧}{૨} = ૪૦$ શેરનો મણ–મન. અહીં ‘મન’ અર્થ થાય છે. નાયિકા પોતાના નાયકને કહે છે કે તમે મને તમારા મનમાં સદા રાખો.

૨ નખ ૨૦ છે, ૩–૨૬=દાંત ૩૨ છે. $૨૦ + ૩૨ – ૧૨$ ૪–દ્વાદશ ગયા = ૪૦ શેર મણ–મન.

30

મુખ કાળું કેમ ?

નારી પૂછત સુમકો, કહાંસે બદન મલીન,
કહા ગાંઠસેં ગીર પડયો, કહાં કછુકુ દીન;

ઉત્તર

નાંહી ગાંઠસે ગીર પડયો, નાંહી કીસીકુ દીન;
દેતાં દેખ્યો ઔરકુ, વાંસે બદન મલીન.[1]

31

જાગે કોણ ?

નિદ્રા નાવે ત્રણ જણાં, કહો સખી તે કીયાં ?

ઉત્તર

નિર્ધનીયાં ને બહુ ઋણાં, જે પર ખટકે વેર ઘણાં.

32

પ્રશ્ન

નિદ્રા નામે ત્રણ જણાં, કહો સખી તે કીયાં ?

ઉત્તર

જપિયાં, તપિયાં, સારસાં, ચઢવી રૈન પીયા.
ચાતક, ચકવા, ચતુર નર, નિશદિન રહે ઉદાસ.

---

૧ એક કંજુસનું કાળું મુખ જોઇ તેની સ્રીએ પ્રશ્ન કર્યો–"તમારૂં મુખ કાળું કેવી રીતે થઇ ગયું ? શું કંઈ છેડેથી છૂટી ગયું કે પછી કોઈને આપી દીધું ?"

કંજુસે જવાબ આપ્યો—"ગાંઠથી પાડી નાંખ્યું નથી કે નથી આપી દીધું પણ એક દાનીને દાન કરતાં જોયો અને તેથી મારૂં મુખ સ્યામ થઈ ગયું છે.

ખર, ઘુવડ, ને મૂર્ખ નર, સુખે સૂવે નિજ વાશ.
જાગે જે કોઈ ધનનો ધણી, જાગે જેને ચિંતા ઘણી,
જાગે રાત અંધારી ચોર, જાગે ઘન વરસંતે મોર,
જાગે દીકરીઓનો બાપ, જાગે જેના ઘરમાં સાપ.

૩૩

જુવાનીનો શોક

જોબન જાતાં ત્રણ ગયાં, કહો સખી તે કીયાં ?

ઉત્તર

કાજળ, કંચુકી ને કાંસકી, એ અંગથી દૂર થયાં.

૩૪

શહેનશાહ અકબરનો પ્રશ્ન

રાજસભામાં શહેનશાહ અકબરે પ્રશ્ન પૂછયો:—" દૂધ કોનું ઉત્તમ ? પાંદડું કોનું સારૂં ? ફુલ કોનું શ્રેષ્ઠ ? મીઠાશ કોની સારી ? "

રાજાના આ પ્રશ્નનો ઉત્તર અનેક વિદ્વાનોએ જુદી જુદી રીતે આપ્યો. પરન્તુ બાદશાહને એથી સંતોષ ન થયો.

અન્તે બીરબલનો વારો આવ્યો. તેણે એના ઉત્તર આપવા માંડયા:—

" દૂધ માતાનું સારૂં. કે જેનાથી બધાનું પાલન-પોષણ થઈ શકે છે. "

" પાંદડું પાનનું સારૂં, કે જે આપવાથી નોકર પોતાના માલિકને માટે પોતાનો પ્રાણ પણ ન્યોચ્છાવર કરવા તૈયાર બને છે. "

" ફુલ કપાસનું સારૂં, જેથી સંસારની લજ્જા રહે છે."

" અને મીઠાશ વાણીની સારી, કે જે સદા સારાં જ ફળ આપે છે.

બાદશાહ આ ઉત્તરથી પ્રસન્ન થયો.

૩૫

ચતુર અને મૂર્ખ કોણ ?

" ચતુર કોણ અને મૂર્ખ કોણ ? " બાદશાહે પ્રશ્ન પૂછયો.

" જે પોતાની યુક્તિમાં પાર પડે તે ચતુર અને જે ફસી જાય તે મૂર્ખ. " જવાબ મળ્યો.

૩૬

સ્વર્ગ કોને અને નર્ક કોને ?

" સ્વર્ગ કોને મળે છે અને નરકમાં કોણ પડે છે ?

" મરણ બાદ લોકો જેનું સારૂં બોલે તેને સ્વર્ગ મળે છે અને જેની નિંદા થાય છે તેને નરકવાસી ગણવો જોઈએ. "

૩૭

સચ્ચાઇ જુઠાઇમાં ફેર શો ?

સચ્ચાઈમાં અને જુઠાઈમાં ફેર શો ?

આંખ અને કાન જેટલો.

કેમ ?

આંખે જોએલી વાત સાચ્ચી અને કાને સાંભળેલી વાત ખોટી.

૩૮

કયું પાન ઉત્તમ?

"કયું પાન ઉત્તમ? કમળ, કેળાં કે આંબાનું?

ના. નાગરવેલનું કારણ એ બાદશાહના મુખ સુધી પણ પહોંચે છે."

૩૯

કયી નદીનું પાણી ઉત્તમ?

અકબરે બીરબલને પૂછયું–"નદીઓમાંથી કઇ નદીનું પાણી ઉત્તમ?"

"યમુનાનું."

"તમારા ધર્મમાં તો ગંગાનો મોટો મહિમા છે. તો તમે યમુનાના જળને ઉત્તમ કેમ કહો છો?"

કારણ, ગંગાજળ પાણી નથી. એ તો અમૃત છે.

૪૦

કોણ શ્રેષ્ઠ?

ફુલ, દાંત, પુત્ર, રાજા અને ગુણલક્ષણ એમાં સૌથી શ્રેષ્ઠ કોણ?

ફુલમાં મોટું ફુલ જાઇનું, દાંત હાથીના મોટા, પુત્ર રાજાનો મોટો, રાજાઓમાં મોટો રાજા ચક્રવર્તી, અને મોટામાં મોટો ગુણ વિદ્યાનો.

આ બરાબર છે?

ના.

ફુલ કપાસનું મોટું—એમાંથી વસ્ત્રો બને છે. અને સારીયે દુનિયા તે વાપરે છે.

દાંત મોટામાં મોટા હળના. કારણ તેના ઉપયોગથી અન્ન ઉત્પન્ન થાય છે.

રાજાઓમાં મોટો રાજા મેઘ. એનાથી દુનિયા આખી પોષાય છે.

ગુણોમાં મોટો ગુણ હિમ્મતનો.

૪૧

થોડું ઘણું કેમ ?

બાદશાહે એક નાની છોકરીને પૂછ્યું : "તને બોલતાં આવડે છે ખરું ?"

છોકરી બોલી—"જી, હા. થોડું ઘણું જાણું છું."

"થોડું ઘણું કેમ ?"

"મારા કરતાં જેઓ મોટાં છે તેમનાથી થોડું અને મારા કરતાં જેઓ નાના છે તેમનાથી વધારે. આથી થોડું-ઘણું જાણું છું."

૪૨

આપનારનો હાથ નીચો ક્યારે ?

એક માણસ જ્યારે બીજાને કંઈ આપે છે ત્યારે સદા આપનારનો હાથ ઉપર અને લેનારનો હાથ નીચે એમ બને છે. પણ કોઈ પ્રસંગે એથી ઉલટું બને છે ખરું-કે આપનારનો હાથ નીચે અને લેનારનો હાથ ઉપર આવે.

હા. ઘણી વખત એવું બને છે.

ક્યારે ?

તપખીર આપતી વખતે આપનારનો હાથ નીચે અને લેનારનો હાથ ઉપર હોય છે.

## ૪૩

### સત્તાવીસમાંથી નવ જાય તો શું રહે ?

"સત્તાવીસમાંથી નવ જાય તો શું બાકી રહે" બાદશાહે પોતાની સભામાં પ્રશ્ન મૂક્યો.

બધા વિચારમાં પડયા. બાદશાહ આવો પ્રશ્ન કેમ પૂછે છે. જરૂર એમાં કંઈ ભેદ હોવો જોઈએ. પરન્તુ કોઈનેય એની ગમ ન પડી. બધા ચૂપચાપ બેસી રહ્યા

બીરબલ એ સભામાં હાજર હતો. બાદશાહે પોતાની નજર તેના તરફ ફેરવી. તેણે તરત જ જવાબ આપ્યો— "સત્તાવીશમાંથી નવ જાય તો શૂન્ય રહે."

"શૂન્ય કેવી રીતે ?" ભર સભામાં આ પ્રશ્ન ગૂંજી ઊઠ્યો. બાદશાહ પોતે પણ તેનો ઉત્તર શું મળશે તેની સમજી ન શક્યો. એણે કહ્યું—"કેવી રીતે ?"

"સત્તાવીસ નક્ષત્રોમાંથી વરસાદનાં નવ નક્ષત્રો ચાલ્યા જાય તો શું રહે તેનો આપ જ વિચાર કરો. લોકો ભૂખે મરે. પ્રજાનો નાશ થાય. જીવોની પાયમાલી થતાં પૃથ્વી શૂન્ય જ બને ને ?

૪૪

द्विअर्थी वार्तालाप

નદીના પૂરમાં એક માળા તણાઈ રહી હતી. બાદશાહની નજર તેના પર પડી. તેણે બીરબલને તે માળા બતાવી અને કહ્યું—"બીરબલ! માલા દે!" (માળા આપ)

બીરબલે વિનોદ કરતાં જવાબ વાળ્યો—"નામદાર! બહેને દો." (વહેવા દો)

બાદશાહ અને બીરબલના આ પ્રશ્ન અને ઉત્તરના બે અર્થ થઇ શકે. બાદશાહે કહ્યું માલા દે એટલે કે 'મા લાવી આપ.' બીરબલે જવાબમાં કહ્યું—"બહેન આપો. (બહેને દો.)

૪૫

સ્ત્રીના હોઠ પર લટકતા નથનીના મોતીને

નથની પરકા મોતીકુ, દેખ કવિ કહેત,
કીસ જપ તપકે કારણે, અધરનકો રસ લેત.

અર્થ

સુંદર રૂપવતી નવયૌવનાના હોઠ પર લટકતા નાકની મોતીવાળી નથની જોઈ એક કવિએ મોતીને પ્રશ્ન કર્યો:—"હે મોતી! તેં એવી તે કઈ મોટી તપશ્ચર્યા કરી છે કે જેને લઈને તું આ અણચખાયલા તાજા અને અમૃત સમાન મીઠા અધરરસનું પાન નિત્ય કર્યા કરે છે?

કવિના આ પ્રશ્નનો જવાબ આપતાં મોતીએ કહ્યું:—

સીપ તજ્યો સાગર તજ્યો, કાળજું કોરી દેત,
ઇસ જપ તપકે કારણે, બેઠ અધરરસ લેત.

### અર્થ

હે કવિ! તું આશ્ચર્ય ન પામ. કારણ, આ અધરરસનું પાન કરવાની ઉત્કટ ઇચ્છા માટે મેં એવી તો કઠિન તપશ્ચર્યા કરી છે કે એવી તપસ્યા આ કાળમાં કોઈ જ ન કરી શકે. હું જ્યાંથી નીપજ્યું ત્યાંથી મેં મારા માતાપિતાને[1] ત્યજ્યાં, રહેવાનું ઉત્તમ સ્થાન[2] ત્યજ્યું. મારા બધા સોબતીઓને છોડયાં. વળી મારા કાળજામાં છિદ્ર પડાવી કાળજાને કાણું બનાવ્યું અને આ બધા બદલ હવે હું એના ફળ રૂપ. નિર્ભય રીતે અધરરસનો સ્વાદ ચાખી મારી વિપત્તિ ભરેલી વેદનાને શાંત કરૂં છું.

### ૪૬

### એણે શું માંગ્યું?

એક સ્ત્રીના ઘરમાં તમાકુ નહોતી. એને એની જરૂર પડી. એટલે તે પોતાની પાડોસણને ત્યાં ગઇ. સ્ત્રી જરા રસિક અને ચતુર હતી એટલે તેણે દોહામાં જ કહ્યું—

પિય કી પ્યારી મૈં રહી, વા સોં પ્યારી[3] હોય,
હે સખી મૈં તોસો[4] ચહૌં,[5] જો તેરે ઘર હોય.

એની પાડોસણ પણ બુદ્ધિશાળી હતી. તેણે કહ્યું— "બહેન! શું કહું?—

૧. સીપ. ૨ સમુદ્ર.
૩. સુરતિ એટલે—રતિ કે જે સ્ત્રીથી પણ પ્યારી હોય છે. અહીં સુરતિનો અર્થ સુરતી તમાકુ છે.
૪. તેની.
૫. જોઈએ છે-ઇચ્છા છે.

આઇથી સો હો ગઇ, લેનહાર ગે સોય;
સખી તિહારે માથે ડિરિયા, જો મેરે ઘર હોય.

૪૭

સ્રી તરસી છે પણ પાણી પીતી નથી. શા માટે?

એક તરસી સ્રી ઉનાળાના દિવસોમાં અમૃતના જેવા મીઠાં જળવાળી ગંગા નદીના તટે ગઈ. એ ગઈ હતી તો પાણી પીવા પણ પાણી હાથમાં લઈ એ માત્ર તેને જુએ જ છે. પણ એ પીતી નથી. એનું કારણ શું?

ઉત્તર

એ યુવતીએ પાન ખાધેલું છે, અને એથી એના હોઠ એટલા તો લાલ થઈ ગયા છે કે એ પાણીમાં મુખની લાલ છાયા પડવાથી પાણી એને લાલ લોહી જેવું જણાય છે. આથી એ આશંકામાં એ પાણી પીતી નથી.

૪૮

એ વસ્તુ કઇ?

એવી કઈ વસ્તુઓ છે કે જે એકબીજાની પાસે છે છતાં તે એકબીજાને મળી શકતી નથી?

"આંખો." બન્ને એક બીજાની સમીપ છે છતાં તેમનો મેળાપ થવા પામતો નથી.

૪૯

એને ઓળખો છો?

તમે કયાં રહો છો?

"હુ દરેક સ્થળે રહું છું. મારૂં એક ઠેકાણું નથી."

તમે શું કરો છો?

"હું દોડવાનું કામ કરૂં છું. દુનિયાના ગમે તે ભાગમાં હું દોડી જાઉં છું, ખાનગીમાં ખાનગી અને જ્યાં કોઈ જઈ શકે નહિ તેવા સ્થળે પણ જઈ શકું છું."

તમારી સત્તા કેટલી?

"મારી સત્તા પાર વગરની છે, હું આકાશ, પૃથ્વી અને સાગરમાં પણ ફરી શકું છું. ઝાડપાનને ઉખેડવા માંગુ તો ઉખેડી શકું. મને કોઈ પકડી શકે નહિ. દરેક મને ઓળખે છે—મારૂં નામ જાણે છે છતાં કોઈ મને જોઈ શકતું નથી. મારા વગર પૃથ્વી ટકી જ ન શકે."

એમ.... મેં તમને ઓળખી લીધા. તમે કોણ છો તે કહું?

"કહો જોઈએ?"

તમારૂં નામ પવન છે. કેમ ખરૂં ને?

૫૦

દરિયાનું પાણી પી શકશો ખરા?

તમે દરિયાનું પાણી પી શકશો?

"હા, એમાં તે કઈ મોટી વાત છે."

કેવી રીતે પી જશો?

"દરિયાને મળતી બધી નદીઓ તમે બંધ કરી દો તો દરિયાનું પાણી હું તરતજ પી જઈશ."

૫૧

દિવાળી કેવી રીતે જાય છે?

દિવાળી આનંદમાં જાય છે કે રીસાઇને?

" આનંદમાં. "

કારણ?

" જો તે રીસાઈને જતી હોય તો બીજે વર્ષે આવે જ શું કામ? એ ફરીથી આવે છે એટલે આનંદથી જ જાય છે. "

૫૨

આરામ કોને નથી?

" આરામ વગર જીવે કોણ?

" મારવાડીનું વ્યાજ, જેને ક્ષણની પણ ફુરસદ નહિ મળતાં રાત ને દિવસ વધ્યા જ કરે છે. "

૫૩

વનસ્પતિનું બી કોને કહેવાય?

વનસ્પતિનું બીજ શું?

" વનસ્પતિનાં બીયાં "

ના.

પાણી.

પાણી જ વનસ્પતિ માત્રનું બી છે. વરસાદથી જ બધા બીજ ઊગી નીકળે છે. એ ન હોય તો બીજ ઉગે પણ નહિ.

૫૪

સૂર્ય–ચન્દ્રનો પ્રકાશ કોને નકામો છે?

દરેક પ્રાણી માત્રની નજરે સૂર્ય અને ચન્દ્ર જણાય છે. તેમના પ્રકાશથી બધું જોઈ શકાય છે, છતાં એવું કોણ છે કે જે સૂર્ય–ચન્દ્રના પ્રકાશમાં પણ તે ન જોઈ શકાતું નથી?

આંધળાઓ કંઇ જ જોઈ શકતા નથી.

૫૫

મોટી ખાણ કઇ?

સોથી મોટી ખાણ કઈ?

" ઓળખાણ. "

રાજ્યની અમૂલ્ય વસ્તુ કઈ?

" રાજનીતિ. "

૫૬

હૈયાતી ક્યાં સુધી?

આ દુનિયાની હૈયાતી ક્યાં સુધી?

" મરણ સુધી. "

૫૭

મૂર્ખને પિછાનશો કેમ?

મૂર્ખ માણસને કેવી રીતે ઓળખવો?

" બોલવા ઉપરથી. "

૫૮

મીઠાં ફળ શેનાં ?

કયા વૃક્ષનાં ફળ મીઠાં હોય ?

"ધીરજનાં."

૫૯

નીચી હાલત કઈ ?

સૌથી નીચી હાલત શેમાં છે ?

"ગુલામગીરીમાં—નોકરીમાં."

૬૦

એ શું હશે ?

એવું શું છે કે જે પાછળથી આવે છે અને મરણ પામ્યા પહેલાં જતા રહે છે ?

"દાંત."

૬૧

બારમાંથી ચાર જાય તો શું રહે ?

બારમાંથી ચાર જાય તો શું રહે ?

"ધૂળ"

કેવી રીતે ?

"બાર માસમાંથી વરસાદના ચાર માસ ચાલ્યા જાય તો ધૂળ જ રહે ને ?"

૬૨

બધાથી નરમ શું ?

બધાથી નરમ શું ?

" માખણ. "

ના.

" મધ. "

ના,

" અંતઃકરણ. "

ના,

" શરમ. "

હા. કારણ. "જેની આંખમાં શરમ તે બધાથી નરમ."

૬૩

કોનો વિશ્વાસ ન કરવો ?

જગતમાં કોનો વિશ્વાસ ન કરવો ?

" કાણા, ઠુંઠા, લુલા અને ટૂંકી ગરદનવાળાઓનો વિશ્વાસ કરવો સારો નથી. "

૬૪

ખરાબ વસ્તુ કઈ ?

ખરાબમાં ખરાબ વસ્તુ કઈ ?

" એકાન્ત. "

૬૫

કયી વસ્તુ કોઇની થઇ નથી ?

કઈ વસ્તુ કોઇની થઈ નથી અને થશે પણ નહિ?

પૃથ્વી.

૬૬

પાણી માફક શું વહે છે?

કઈ ચીજ પાણીના રેલાની જેમ વહી જાય છે?

" લક્ષ્મી. "

૬૭

નીમકહરામ કોણ ?

નીમકહરામ કોને સમજવો ?

" જે આપણું જ ખાઈને આપણા નાશનો પ્રયત્ન કરે તેને. "

૬૮

શાહેનશાહત વગરનો શાહેનશાહ કોણ ?

વગર શહેનશાહતે શહેનશાહ કોણ ?

" એફીકરો. "

૬૯

ઉત્તમ હથિયાર કયું ?

સૌથી ઉત્તમ હથિયાર કયું ?

" અક્કલ "

૭૦

**મગની દાળ ફોતરા વગરની કેમ?**

રાજાએ પોતાની થાળીમાં મગની દાળ ને પીરસાયલી જોઈ જરા આનંદમાં કહ્યું—"રોગને મટાડનારી આ મગની દાળ ફોતરાં વગરની કેમ છે?"

રાજાનો આ પ્રશ્ન સાંભળી કવિએ કહ્યું—"મગની દાળે ભાત રૂપી પતિનો સંયોગ મેળવતાં પોતાનો કમખો (કાંચળી) ઉતારી નાખ્યો છે—એટલે."

૭૧

**પ્રવાસી અને ચતુર બાળા**

એક છોકરી એક સમયે એના આંગણામાં રમી રહી હતી. આ સમયે એક પ્રવાસી તેના બારણા આગળ આવી ચઢયો. છોકરીને એકલી જોઈને તેણે તેને પૂછ્યું—"તારી મા ક્યાં ગઈ છે?"

છોકરી ચાલાક હતી. તેણે જવાબ આપ્યો—"એકના બે કરવા."

"તારા બાપ ક્યાં ગયા છે?" પ્રવાસીએ બીજો પ્રશ્ન પૂછ્યો.

"મોભનું પાણી વારવા."

"તારો ભાઈ ક્યાં ગયો છે.?"

"આવશે તો નહિ આવશે અને નહિ આવશે તો આવશે." છોકરી તરફથી જવાબ મળ્યો.

"આ બધું તેં કેમ જાણ્યું ?" પ્રવાસીએ પૂછ્યું.

"એકને ડાબું તો આખું શાસ્ત્ર જાણું."

આ બેની વાતચીત એક જુવાન સાંભળતો હતો તેનાથી એનો ભાવાર્થ ઉકેલાઈ શકાયો નહિ. એટલે તેણે છોકરીને પૂછ્યું—"આ વાતચીતનો અર્થ શો ?"

છોકરીએ કહ્યું—"મારી મા આખા વાલને ભરડવા ગઈ હતી એટલે મેં કહ્યું હતું કે તે એકના બે કરવા ગઈ છે. બીજા પ્રશ્નના ઉત્તરમાં મારા બાપ ઘર છાવા માટે ગયા હતા તે મેં જણાવ્યું હતું. ત્રીજા પ્રશ્નના ઉત્તરમાં મેં કહ્યું હતું કે મારો ભાઈ નદીપારને ગામ ગયો છે. ભરતી આવશે તો તે ન આવશે અને ભરતી ન આવશે તો આવશે એમ મેં જણાવ્યું હતું. ચોથા પ્રશ્નના ઉત્તરમાં મેં કહ્યું કે તપેલીમાં મૂકેલા ચોખાનો એક દાણો દાબ્યો. એટલે આખું શાસ્ત્ર હું જાણી શકી છું. આ એના પ્રશ્નોનો મારો ઉત્તર હતો."

## ૭૨

## કોનો ભોગ મોટો ? પતંગિયાનો કે મીણબત્તીનો ?

બાદશાહ જહાંગીર અને નૂરજહાંન રસિક બુદ્ધિના અને કવિતામાં હાજરજવાબી ભાવ લાવનારા હતા. એક પ્રસંગે બાદશાહ જહાંગીરે નૂરજહાંનને કહ્યું—

"બુલબુલ નયમ કે નાઅરે કુનમ દર્દે સર દેહમ,
પરવાને અમ કે સોઝમો દમ બર નયાવરમ."

અર્થ

હું કંઈ બુલબુલના જેવો નથી કે મોટેથી ફરિયાદ કરીને

બીજાઓને હેરાન-પરેશાન કરૂં. પણ હું તો એક પરવાના જેવો છું. એની જેમ હું બળી મરૂં છું. પરન્તુ લેશમાત્ર પણ ફરિયાદ કરતો નથી.

આ ગર્વોક્તિ સાંભળી નૂરજહાંને તરતજ જવાબ આપ્યો:-

" પરવાને મન નયમ કે બ યક શોઅલે જાન દેહમ,
શમયમ કે શબ બેસુઝમો દમ બર નયાવરમ."

અર્થ

હે જહાંગીર! હું માત્ર એક જ ચિનગારીમાં તરત જ એકદમ મારા જાનને હોમી દેનારૂં પતંગિયું નથી, પણ હું તો મીણબત્તી સમાન છું. કારણ, વાર લગાડી-લગાડી દુઃખ સહન કરી કરીને આખી રાત બળ્યા કરૂં છું. તોપણ ફરિયાદનો એક શબ્દ સરખો પણ હું કાઢતી નથી!

૭૩

વસ્ત્રો પર શેના ડાઘ હતા? બદનનો લાલ રંગ કેમ?

પ્રાચીન સમયમાં જાફરાનનું જળ વસ્ત્રો પર નાખવાનો શિરસ્તો હતો. એનાથી વસ્ત્રો સુગંધીદાર બનતાં અને તેને પવિત્ર પણ ગણવામાં આવતું. એક પ્રસંગે નૂરજહાંને પોતાના વસ્ત્રો પર જાફરાનનું અત્તર છાંટયું. અને તેથી થોડાક ડાઘા પડી ગયા. આ ડાઘાઓ જોઇને જહાંગીર બોલી ઊઠયો—

" નીસ્ત જામા બર ગરીબાંને તુ રંગે ઝાફરાન,
ઝર્દી રંગે રૂખે મન શુદ, ગરીબાનગીરે તુ."

અર્થ

તારા વસ્ત્રો ઉપર જે ડાઘ દેખાય છે એ વાસ્તવિક રીતે જાફરાનનાં નથી. પણ તે તો મારા ફીક્કા પડી ગયેલા ચહેરાનો રંગ છે. તું મારા તરફ એટલો તો જુલમ ગુજારે છે કે જેથી મારા ચહેરાનો રંગ ઉડી તારા વસ્ત્રો પર ચોંટી ગયો છે

આ સાંભળી નૂરજહાંનથી રહેવાયું નહિ. તે બોલી:–

" તોરા તકમેએ લાઆલ અસ્ત બર લેબાસે હરીર,
શુદેહ અસ્ત કતરેએ ખુને મનત ગરીબાન ગીર. "

અર્થ

" તમારા રેશમી ઝબ્બા ઉપર જે લાલ બટન લટકી રહ્યું છે તે બટનનો લાલ રંગ કેવી રીતે થયો છે તે જાણો છો ખરા? તમોએ મારૂં જે લોહી કાઢયું છે તેનું એ એક ટીપું છે. તમારા પ્યારમાં તમે મને મારી નાંખી છે અને એ ટીપું મારા લોહીનું તમારી છાતીએ વળગી ગયું છે!"

૭૪

વરસગાંઠની મુબારકબાદી

એક મિત્રની વરસગાંઠ હતી. તેના બીજા મિત્રે તે બદલ તેને મુબારકબાદી લખી મોકલી. આના જવાબમાં પેલા મિત્રે લખ્યું:—

લેશ વધ્યું ન કંઈ એ વરસગાંઠથી,
બલકે દીધું એક મેં તો વરસ ગાંઠથી.

એટલે કે આ વરસગાંઠથી કંઈએ વધવા પામ્યું નથી,

પરન્તુ ઉલટું મેં તો એક વરસ મારી ગાંઠમાંથી આપી દીધું છે.

મિત્ર આ જવાબથી ખૂશ થઈ ગયો.

૭૫

કાંટાની ડાળી પર ગુલાબ કેમ ?

પ્રશ્ન

કંટક પેર ગુલાબકો, તોપે એસો ફુલ,
ક્યા કહિએ કિરતારકો તો ઘર એસી ભૂલ !

ઉત્તર

શીશ ધડ સબ જુદા કિયા, ફીર જલાયો મૂલ,
ઇતને દુઃખ તનપર સહ્યો, તો એસો પાયો ફુલ.

અર્થ

કાંટાના ડાંખળાં ઉપર ગુલાબના જેવું નાજુક અને સુન્દર પુષ્પ જોઈને ઈશ્વરની નિંદા કરી છે કે, કિરતારને ઘેર આવો અન્યાય થાય છે કે આવા નાજુક ગુલાબને કાંટાની સોટી ઉપર રાખ્યું છે.

કાંટાની ડાંખળી આ નિદાનો જવાબ આપતાં કહેછે કે—"શિર ને ધડ એ બન્નેને જુદા પાડયા, અને વળી મારૂં મૂળ પણ બાળી નાંખ્યું. આટલું બધું દુઃખ મેં સહન કર્યું ત્યારે જ મારા ઉપર આવું સુંદર ને નાજુક પુષ્પ ઉગવા પામ્યું છે. એટલે ખરી રીતે તો આ મનોહર પુષ્પ એ મારા ભોગની તપશ્ચર્યાની જ પ્રસાદી છે. આવો ભોગ મેં ન આપ્યો હોત તો મારે આવું પુષ્પ ન થયું હોત અને મારી ડાળ કાંટાની જ માત્ર રહી હોત."

૭૬

## વેશ્યા અને મૃદંગ.

પરિપૂર્ણ પાપ કે કારણુ તે, ભગવત્ કથા ન રૂચી જીનકો,
તિન વેશ્યાયો પાસ બુલાઈ લઈ, નચાવત હે દિનકો રેનકો;
મૃદંગ કહે ધિક્ક હે, ધિક્ક હે, સારંગી કહે કીનકો કીનકો,
તબ હાથ ઉઠાય કે નારી કહે, ઇનકો ઇનકો ઇનકો.

અર્થ

જ્યારે પાપ એકદમ ભરાઈ જાય છે ત્યારે, પ્રભુ ભજનમાં-કથા વાર્તામાં ચિત્ત લાગતું નથી. એટલે રાત-દિવસ વેશ્યાને બોલાવી નાચગાન કરાવવા માંડે છે. તે વખતે તબલા કહે છે કે " ધિક્ક છે ધિક્ક છે."

સારંગી સૂર તાણી કહે છે કે, " કિનકો, કિનકો. કોણુને-કોણુને ? "

એટલે વેશ્યા હાથ લાંબો કરી પોતાને સાંભળવા બેઠેલા તરફ ફરીને કહે છે કે-" આ લોકોને, આ લોકોને."

૭૭

## વેશ્યાનો આદર

માત કહે મેરો પુત સપુતર, બ્હેન કહે મેરો સુંદર ભૈયા,
તાત કહે મેરે કુલકો દીપક, લોકમેં અતિશય લાજ બધૈયા;
બહુ કહે મેરો પ્રાણપ્યારો, સાસ કહે મેં લેઉં બલૈયા,
કવિ ગંગ કહે સુનો શાહ અકબર જીનકી ગાંઠ સપેત રૂપૈયા.

૭૮

લક્ષ્મી વિના લપોડ, ચતુર્ભુજ ગાયો ચરંતા,
થઈ બેઠા રણછોડ મેરામણ મથ્યા પછી.

## ભાવાર્થ

શ્રી કૃષ્ણ પહેલાં ગાયો ચારતા હતાં. પણ સમુદ્ર મંથન કરીને લક્ષ્મી લાવ્યા પછી દ્વારકામાં શ્રી રણછોડ બનીને બેસી ગયા.

૭૯

પૈસા બીન બાપ કહે, પુત ઓ કપુત મેરા;
પૈસા બીન ભાઇ કહે, બડા દુઃખદાયી હે.
પૈસા બિન ચાચા કહે, કોનકો ભતિજો લાગે,
પૈસા બિન સાસ કહે, કોનકો જમાઈ હે;
પૈસા બિન પંચનમે, બેઠવે કો ઠોર નાહીં,
પૈસા બિન ચતુરનમેં, ચાતુરી ન ગાઇ હે;
પૈસા બિન આદર, આયએકું કાહુ ઠોર,
પૈસા એસી ચીજ, શ્રી રામજી બનાઈ હે.

૮૦

### ચાર પ્રકારના ખર

પાણી પીને પૂછે ઘર, તેનું નામ પહેલો ખર,
દીકરી દઇને પૂછે કુળ, તેનું નામ બીજો ખર;
આંગળી ઘાલી પૂછે દર, તેનું નામ ત્રીજો ખર;
બાથ ભીડીને પૂછે બળ, તેનું નામ ચોથો ખર.

૮૧

### કોની પરીક્ષા શેનાથી કરવી ?

માણસકું કસનેકી કસોટી હે, રજપૂતકુ કસનેકુ અફીમની ગોટી હે,
ગવૈએકુ કસનેકુ રાગ ઝીંઝોટી હે, ગમારકુ કસનેકુ ભાંગકી લોટી હે.

## ૮૨

### જાત કેવી રીતે ઓળખશો?

મોડું આવીને ચવેણું માગે, તે જાતે કડીઓ,
પૂરૂં લઇને ઓછું આપે, તે જાતનો રૂડીઓ;
સોનું ચોરી લાખ ઝાપટે, તે જાતનો જડીઓ,
લુગડું ચોરી પૈસા માગે, એ જાતનો દરજી;
એ ચોરને ઘેર ક્યારે જઈએ, કે પૂરા હોઈએ ગરજી.

## ૮૩

### કોણ કોના વગર શોભે નહિ?

ચંદ્ર બીન કૈસી ચાંદની, મોતી બીન કૈસો હાર;
કાજલ બીન જયસી કામની, પીયા બીન ક્યા સીંગાર.

## ૮૪

### કોણ કોનાથી મોટું?

કંચન સેં કીરત બડી, કીરતસેં કલ્યાણ,
કલ્યાણમેં ઈજ્જત બડી, ઈજ્જતસેં બડા દાન.

## ૮૫

### કોણ શેમાં મસ્ત?

ફકીર હાલમેં મસ્ત, જરદાર માલમેં મસ્ત,
બુલબુલ બાગમેં મસ્ત, આશક દીદારમેં મસ્ત.

## ૮૬

### સ્વર્ગનાં સુખ જેવા ચાર ક્યાં?

પાન પુરાના, ઘી નવાં, તિસરી રુપવતી નાર,
ચોથી પીઠ તુરંગકી, સરગ નિશાની ચાર.

## ૮૭

### કોને આઘ વેર

આઘ વેર બ્રાહ્મણ ને જતી,
આઘ વેર વેશ્યા ને સતી;
આઘ વેર ઘંટી ને ઘઉં,
આઘ વેર સાસુ ને વહુ.

## ૮૮

### બહાર–આનંદ ક્યાં સુધી?

રંગ હે પતંગ હૈ,
કલ ઉડકે જાયગા;
યૌવનકા બહાર હે,
ફિર કુત્તા ભી ન ખાયગા.

પતંગનો રંગ જેમ તરત ઉડી જાય છે તેમ જુવાનીનો રંગ કાલે ઉડી જશે. યુવાવસ્થા છે ત્યાં સુધી બહાર છે. પછી કૂતરાં પણ ખાવાના નથી.

## ૮૯

### સ્વભાવ વર્ણન

ઠાઠા ઠુંઠા સીત્તેર ફંદા,
માંજરા ફંદા એંસી;
ટુંક ગરદન્યા નેવું ફંદા,
કાણા નાખે રેંસી.

## ૯૦

કાણીઆ નર કોક સાધુ; કોક દાતા માંજરા,
ખોખડ દંતા કોક મૂર્ખા, કોક નિર્ધન ટાલીઆ.

૯૧

### ત્રણ કાચાં સારાં

નાર, ચાર ને ચાકર એ ત્રણ કાચાં ભલાં.

### ત્રણ પાકાં ભલાં

પાન, પટેલ ને પ્રધાન, એ ત્રણ પાકાં ભલાં.

### ત્રણ આવે તે સારાં

વહાણુ, વરસાદ ને વિવાહ, એ ત્રણ આવ્યાં ભલાં.

### ત્રણ જાય તે ભલાં

તાવ, તામસ ને તલાટી, એ ત્રણ ગયાં ભલાં.

૯૨

સ્રીયા જોબન ત્રીશ વરસ. ઘોરી નવ ધરા;
પુરૂષ જોબન ત્યાં લગે, જ્યાં લગે લીએ ઘેટ ભરા.

૯૩

### કાણુ ભલું ? અને કાણુ ન ભલું ?

વૃદ્ધ ભલા રાજા ને શેઠ, ભલા માત ને તાત,
વૃદ્ધ ભલા નહિ નોકરો, ઘોરી ને ચોકીયાત

૯૪

સુમથી દાતાર ભલો, બેસવાની કહે હા,
દાતારથી સુમ ભલો, ચોકખી પાડે ના.
દુશ્મન તો ડાહ્યો ભલો, ભલો ન મૂરખ મિત્ર,
કદરૂપી પણ કહ્યાગરી, નહિ રૂપાળી ચિત્ર.

૯૫

### કાણ કોનું વેરી ?

ચંદા વેરી વાદળાં, જળ વેરી શેવાળ,
પુસ્ત વેરી ઊંધ છે, માછલી વેરી જાળ.

## ૯૬

### કોનું ભૂષણ શું ?

રાતકો ભૂષણ ઈંદુ હય, દિનકો ભૂષણ ભાણ,[1]
દાસકો ભૂષણ ભકિત હય, ભક્તિકો ભૂષણ જ્ઞાન.
જ્ઞાનકો ભૂષણ ધ્યાન હય, ધ્યાનકો ભૂષણ ત્યાગ,
ત્યાગકો ભૂષણ શાંતિપદ, તુલસી અમલ અદાગ.

## ૯૭

### કયું ઉત્તમ ?

જલ તો હૈ ગંગાજલ ઓર જળ કાહ રે,
ફળ તો હૈ આમ્રફળ ઓર ફળ કાહ રે;
ભોગ તો યુવતિભોગ ઓર ભોગ કાહ રે,
જ્યોતિ તો નયન જ્યોતિ ઓર જ્યોતિ કાહ રે.
જલ તો હૈ ઈંદ્ર જલ[2] ઓર જલ કાહ રે;
ફળ તો હૈ પુત્ર ફળ ઓર ફલ કાહ રે;
ભોગ તો હૈ સ્વર્ગભોગ ઓર ભોગ કાહ રે,
જ્યોતિ તો સૂર્યજ્યોતિ[3] ઓર જ્યોતિ કાહ રે.

## ૯૮

### હવે તો ઉલ્લુના પઠ્ઠા રહી ગયા છે !

ગુલ ગયે ગુલશન ગયે,
જગમેં ધતુરે રહ ગયે;
બીજ ગયે, ફુલ ગયે,
અબ ઉલ્લુકે પઠ્ઠે રહ ગયે.

---

૧ ભાણુ=સૂર્ય  ૨. વરસાદનું પાણી  ૩. સૂર્યનું તેજ.

અર્થ

ફૂલ ગયા, અને બાગ બગીચા પણ ચાલી ગયા. હવે તો માત્ર દુનિયામાં ધતુરાના ઝાડ જ રહી ગયા છે. ખરૂં બીજ બળી ગયું છે, પુષ્પો જતાં રહ્યાં છે માત્ર ઉલ્લુના પઠ્ઠા ( ઘુવડનાં બચ્ચાં ) રહી જવા પામ્યા છે.

૯૯

ખરો ફકીર કોણ ?

ફીકર સબકો ખા ગઈ,
ફીકર સબકા પીર;
ફીકરકી જો ફાકી કરે,
ઉસકા નામ હે ફકીર.

૧૦૦

પ્રેમનું વજન કેટલું ?

હું તુને પુછું હે સખી,
નેહ કેટલા મણ હોય ?
લાગે તો લેખો નહિ,
તૂટે ટાંક પણ ન હોય.

અર્થ

હે સખી ! મારો તને પ્રશ્ન છે કે પ્રેમનું વજન કેટલા મણ થતું હશે ? સખીએ જવાબ આપ્યો—એ પ્રેમ જો બરાબર લાગી જાય તો વજનનું કંઈ જ પ્રમાણ હોતું નથી. એટલે કે એનું વજન થઇ જ ન શકે. પરન્તુ જો તે તૂટી જાય તો તેનું એક ટાંક પણ વજન હોતું નથી.

# સગપણનાં ભેદ



૧

મોતીગોરી પોતાનાથી થોડેક દૂર રહેતી એક સ્ત્રીને ઘેર ગઈ અને પોતાને પહેરવા માટે એક હાર થોડાક સમય સમય માટે માંગ્યો.

સ્ત્રીએ કહ્યું—"તમારે અને મારે કંઈ પિછાન નથી. એટલે આવો કિંમતી હાર હું નહિ આપી શકું."

મોતીગોરી બોલી—"આપણી વચ્ચે પિછાન નથી એ બનવાજોગ છે પરન્તુ સગપણ તો છેજ. તમને એ સગપણની ખબર નથી."

"શું સગપણ છે?" એ સ્ત્રી બોલી.

"તારો સસરો મારા સસરાનો સસરો થાય." મોતીગોરીએ સગપણનો સ્ફોટ કર્યો.

સ્ત્રી આ ગૂઢ સગપણ સમજી શકી નહિ.

તમે એને એ જણાવી શકશો ખરા?

જવાબ—પેલી સ્ત્રી મોતીગોરીના ભાણેજની વહુ થાય. એટલે એ બન્ને વચ્ચે મામાજી અને વહુનું સગપણ થયું.

૨

એક શિક્ષકે એક વિદ્યાર્થીને પૂછ્યું:—"તમે કોની માના બાપના છોકરા?"

વિદ્યાર્થી મુંઝાઈ ગયો. પણ એક ચબરાક છોકરો હતો તે બોલી ઉઠયો:—

"ભાણેજની માના બાપના છોકરા."

અને શિક્ષક ખૂશ થઈ ગયા.

૩

પ્રશ્ન

નહી સગો ને સહોદરો
રૂડા દેખી રોઈ,
બાપનો બનેવી તે
મારો સગો નણદોઈ.

ઉત્તર–ફુઓ

૪

એક ઓરડામાં એક છોકરાની છબી હતી. આ છબીને ઉદ્દેશી નવા આવનારે ઘરધણીને પૂછ્યું—"આ છબી કોની છે?"

ઘરધણીએ જવાબ આપ્યો—"મારે ભાઈ અને બહેનો નથી. પણ આ છોકરાનો બાપ તે મારા પિતાનો પુત્ર થાય. તો ઘરધણી અને છબીમાંના છોકરા વચ્ચે સગપણ શું?

ઉત્તર—પિતા–પુત્ર.

૫

મહેમદાવાદની બે સ્ત્રીઓ એક ગામથી બીજે ગામ જતી હતી. તેમને રસ્તામાં એક વેપારી મળ્યો. આ વેપારીએ કુતૂહલવશ એ બન્ને સ્ત્રીઓને પૂછ્યું:—" તમે બન્ને બહેનો થાવ ખરૂંને ? "

સ્ત્રીઓએ ના પાડી. એમાંની એક સ્ત્રી બોલી:—

મુજ શ્વસુરનો સાળો તે એનો ભાઈ,
એમ બોલી બન્ને ચાલી ગયા, ખરી બતાવી સગાઈ.

તો એ બન્ને વચ્ચે શું સગપણ ?

ઉત્તર—સાસુ અને વહુ.

૬

એક સ્ત્રી તથા એક પુરુષ એક ગામથી બીજે ગામ જવા માટે નીકળ્યા. ઉનાળાની મુસાફરી હતી. બપોરનો સમય હતો. રસ્તામાં બન્નેને ઘણી તરસ લાગી. આગળ જતાં રસ્તા ઉપર એક ગામ આવ્યું. ત્યાં જઈને એક ગૃહસ્થની સ્ત્રીને કહ્યું કે અમને ખૂબ તરસ લાગી છે માટે તમે પાણી પીવડાવો.

ગૃહસ્થની સ્ત્રીએ પાણી આપ્યું. પહેલાં પુરુષે પાણી પીધું અને પછી તે ગાડામાં બેસવા ગયો. સ્ત્રીએ પાણી પીધું અને જવા માંડયું ત્યાં પેલી ગૃહસ્થની સ્ત્રીએ પૂછ્યું:— " તમારા બન્ને વચ્ચે સગપણ શું ? "

સ્ત્રીએ જવાબ આપ્યો:—

વાત કહેતાં વાર લાગે મારે પડે છેટી,
એની સાસુ મારી સાસુ એક માની બેટી.

તો એ બન્ને વચ્ચે સગપણ કયું ?

ઉત્તર—પુરુષ નણદોઇ અને સ્ત્રી તેના સાળાની વહુ થાય

૭

એક સ્ત્રી પોતાના ઘરની ડેલીમાં બારણું બંધ કરી છાશ વલોવી રહી હતી. બહારથી કોઈ પુરુષે આવી બારણું ખખડાવ્યું. સ્ત્રીએ પ્રશ્ન કર્યો:–" તમે કોણ છો ? "

પુરૂષે જવાબ આપ્યો–" તારી સાસુના સસરાનો છોકરો મારો સસરો થાય. "

તો એ બે વચ્ચે સગપણ શું ?

ઉત્તર—આવેલો પુરુષ એ સ્ત્રીનો નણદોઇ થાય અને આ સ્ત્રી તે પુરુષના સાળાની વહુ થાય.

૮

એક ગામડામાં એક સ્ત્રી પોતાના ઘરનું દ્વાર બંધ કરીને વાડામાં પાણી ભરતી હતી. તે સમયે બહારથી એક પુરુષ આવ્યો અને બારણું ઠોકયું.

બાઈએ કહ્યું:–" કોણ છો ? "

પુરુષે કહ્યું–" હું તમારો સગો છું. "

" શું સગા છો ? સ્ત્રીએ પાછું પૂછયું.

પુરુષે કહ્યું–" તારી સાસુ મારી સાસુને મા કહે એ સગપણ થાય."

આ સાંભળતાં સ્ત્રીએ તરત જ બારણું ઉઘાડયું. તો એ એ વચ્ચે સગપણ શું ?

જવાબ—સસરો અને વહુ.

૯

મેનાની સાથે એક સ્ત્રી બેઠી હતી. તેને બીજી એક સ્ત્રીએ પ્રશ્ન કર્યો:–" આ મેના તમારી શું સગી થાય ?

સ્ત્રીએ જવાબ આપ્યો:—

સગપણ હું સાચું કહું, એ તું સાંભળ આપ,
તેનો સસરો નિત્ય કહે, મુજ સસરાને બાપ.

ઉત્તર—મેના પેલી સ્ત્રીના છોકરાની વહુ થાય. અર્થાત્ બન્ને સાસુ–વહુ થાય.

૧૦

બે સ્ત્રીઓ એક ગામથી બીજે ગામ જતી હતી. એક સ્ત્રી આગળ ચાલતી હતી એની પાછળ બીજી સ્ત્રી જઈ રહી હતી. એ અરસામાં પાછળથી કોઈએ ચાલી જનારી સ્ત્રીને પૂછયું કે આ આગળ ચાલનારી સ્ત્રી વચ્ચે તમારે સગપણ શું ?

પાછળ ચાલી જનારી સ્ત્રી બોલી:—

અમારું સગપણ ઉંડણુ ગુંડણુ,
તું શું જાણે ભાઈ ભોળા;

એનો સસરો તે મારા સસરાને

બાપ—બાપ કહેતા

જવાબ—સાસુ-વહુ

૧૧

ગઈ એ સુંદર નાર, કુવે પાણી ભરવાને,
હતો પુરુષ ત્યાં એક, પૂછયું એ બે સ્ત્રીયાને,
શું સંબંધે વસો, તમે નિજ ઘરની માંહે.
ત્યારે બોલી એક, સુણો નીતિની રાહે;
મુજ મામો છે તે એહના, મામાને મામો કહે.
કહો ગુણીયલ મિત્રો તમે, શું સંબંધે એ રહે.

ઉત્તર—મા-દીકરી



સમાપ્ત